આઠ મહિના માટે ફેલોશિપની શિષ્યવૃત્તિ મળે તોપણ કાયદાનો અભ્યાસ પૂરો કરવા માટે પણ વર્ષ આપવાં જોઈએ. આમ હોવાથી એવા અભ્યાસમાં "જરા આગળ કરવામાં કાંઈ ફાયદો નથી" એમ વિચારી મણિલાલે એ વિચાર પડયો મૂક્યો. એમ. એ.માં બેસવાનો વિચાર પણ એ જ ગણતરીએ જતો કર્યો, છતાં એ પરીક્ષા માટે ઇતિહાસ અને તત્ત્વજ્ઞાનનો અઘરો ગણાતો વિષય જાતે તૈયાર કરવાનો સંકલ્પ કરી પ્રિન્સિપાલ વર્ડ્‌ઝવર્થ પાસેથી ચોપડીઓની યાદી મણિલાલે કરી લીધી. આ અરસામાં સાહિત્યની પ્રવૃત્તિ પણ સાથે સાથે વધતી જતી હતી: કવિતાઓ રચાતી હતી, સંસ્કૃત સાહિત્યનો અભ્યાસ આગળ વધતો હતો, ભવભૂતિ કવિના માલતીમાધવ નાટકનો અનુવાદ પણ મણિલાલે ૧૮૮૦ સપ્ટેંબરમાં કર્યો હતો. વળી ભૂમિતિ અને ત્રિકોણમિતિ (Trigonometry) જેવા મણિલાલને ન રુચતા વિષયો કૉલેજમાં શીખવવાનું પણ ચાલુ હતું, આ વિષયોમાં તૈયારી કરીને મણિલાલ કલાસમાં જતા અને વિદ્યાર્થીઓને સંતોષ આપી શકતા એમ જણાય છે. ઇ. સ. ૧૮૭૯ના એપ્રિલ સુધી મણિલાલે ફેલો તરીકે કામ કર્યું.

કૉલેજમાં રજાઓ પડી એટલે મણિલાલ નડિયાદ ગયા, અને નોકરી માટે તપાસ કરવા માંડી. પ્રથમ તો કેળવણીખાતાના ઇન્સ્પેક્ટરને અમદાવાદ જઈને મળ્યા. તેણે ઑક્ટોબર સુધીમાં ૫૦–૬૦ રૂ.ના પગારની નોકરી આપવાનું આશ્વાસન આપ્યું. એટલે મણિલાલે નક્કી કરવાનું એ રહ્યું કે જૂનથી સપ્ટેંબર સુધી કૉલેજમાં ફેલો તરીકે ચાલુ રહેવું કે નહિ. જરૂર પડે તો થોડા પૈસા ગાંઠના ખરચીને મુંબઈ રહેવું એવો નિર્ણય કરીને મણિલાલ જૂન મહિનામાં પાછા મુંબઈ ગયા. તે વખતે કાઠિયાવાડના દીવાનોના વતી મુંબઈમાં સરકારી કામકાજ કરતા રા. રા. મનસુખરામ સૂર્યરામ ત્રિપાઠી મુંબઈમાં જ રહેતા હતા. મણિલાલના પિતાના તેઓ મિત્ર થાય તેથી તથા મણિલાલ હોશિયાર યુવક હતા તેથી તેઓ મણિલાલનુ હિત કરવાને હંમેશાં તત્પર રહેતા.

મણિલાલનો માલતીમાધવનો અનુવાદ એમણે જ તે વખતના કચ્છના—અને પાછળથી વડોદરાના—દીવાન મણિભાઈ જસભાઈને અર્પણ કરાવી એ પુસ્તક પ્રકટ કરવાના ભારમાંથી મણિલાલને છૂટા કર્યા. ઉપરાંત મણિલાલને ઠેકાણે પાડવાના હેતુથી એમના ઓળખીતા ભાવનગરના નાયબ-દીવાન નાગર વજલભાઈ ગગાભાઈને ઘેર બાળકોને ભણાવનાર શિક્ષક અને સેક્રેટરી તરીકે નિમણૂક કરવા તેમણે પોતાની લાગવગ વાપરી. પગાર રૂ. ૭૫નો હતો. આમ મુંબઈ છોડીને ભાવનગર જવાનો વિચાર લગભગ નક્કી થયો. જૂનની આખરે નડિયાદ આવીને મણિલાલે ફરીને અમદાવાદ કેળવણીખાતાના ઈન્સ્પેક્ટરને લખીને પુછાવ્યું કે તમે ઓક્ટોબરમાં નોકરી આપવાની ખાતરી આપતા હો તો હું ભાવનગર ન જાઉં. પણ એનો શેકો ઉત્તર મળ્યો નહિ, એટલે મણિલાલ ભાવનગર જવા તૈયાર થયા. પરંતુ તે જ દિવસે કોઈએ મણિલાલને ખબર આપી કે નડિયાદ હાઈસ્કૂલમાં ત્રીજા આસિસ્ટન્ટની જગ્યા ખાલી પડી છે અને તે તમને આપવામાં આવી છે. આ વાત સાંભળીને મણિલાલે અમદાવાદ જઈને ખાતરી કરી અને ભાવનગરની નોકરીની ઉમેદવારી પાછી ખેંચી લીધી. એમ કરવાનું મુખ્ય કારણ એ હતું કે દેશી રાજ્યમાં યા તો કોઈપણ ગૃહસ્થની ખાનગી નોકરી કરવાનું મણિલાલને પસંદ ન હતું. નડિયાદ હાઈસ્કૂલમાં ત્રીજા આસિસ્ટન્ટ તરીકેની મણિલાલની નોકરી ૧૮૮૦ના જુલાઈની ૩૧ તારીખથી રૂા. ૬૦ના પગારે શરૂ થઈ.

વિદ્યાર્થીઓને સંતોષ આપવાની શક્તિને ધોરણે જોતાં મણિલાલ સફળ શિક્ષક હતા એમ જણાય છે. દરમ્યાન માલતીમાધવનો અનુવાદ છપાઈ ગયો હતો અને મણિલાલના અંતરમાં "યુરોપિયન સુધારો, નીતિરીતિ, ઈશ્વર, મોક્ષ" વગેરે વિશે મંથન ચાલુ હતું. આ બધી બાબતોનો નિર્ણય કરવો એ મણિલાલને જીવનનું મુખ્ય ધ્યેય જણાવા લાગ્યું. સર્વવિષયના અંતિમ તત્ત્વનો [illegible] કરવો એ જ જીવનને સુખમાં અને નિશ્ચિત માર્ગે વિતા[illegible]

છે એમ મણિલાલના મનમાં દૃઢ સંકલ્પ બંધાશે. તત્ત્વચિંતનને પરિણામે પ્રાપ્ત થયેલી દૃષ્ટિ વડે જીવનનો પ્રત્યેક પ્રશ્ન જોવાની ટેવ આ મંથનના ફળરૂપે મણિલાલે પ્રાપ્ત કરી. આ સમયમાં મણિલાલે પાશ્ચાત્ય ફિલસૂફી વાંચી પરંતુ તેમાંથી તેમને સંતોષ થયો નહિ, એટલે આર્ય-દર્શનો વાંચવાનો વિચાર સૂઝ્યો. નડિયાદની નોકરી વખતે મણિલાલે મહાભારત રામાયણ ગીતા વગેરે સંસ્કૃત પુસ્તકો વાંચવાનો આરંભ કર્યો. બધાં પુસ્તકો નડિયાદમાં મળવાં મુશ્કેલ હતાં તોપણ ધીમેધીમે પોતાનો અભ્યાસ ચાલુ રાખ્યો, અને આખરે એ મુંબઈની નોકરી દરમ્યાન શાંકરવેદાંતના નવીન અર્થઘટનમાં પરિણમ્યો.

નડિયાદની નોકરી દરમ્યાન મણિલાલ તરફ એમની નાતનો દ્વેષ જાગ્રત થયો હોય એમ જણાય છે. મિત્રો પૈકી મોહનલાલ પ્રસાદરાય અને ચતુરભાઈ શંકરભાઈ પટેલ બન્નેની મૈત્રી ચાલુ હતી. બાલાશંકર અને મણિલાલની દોસ્તી આ સમય પૂરતી ઢીલી પડી ગઈ જણાય છે. બાલાશંકરનો હાથ કવિતા ઉપર સારો બેઠો હતો એમ મણિલાલ પોતે સ્વીકારે છે તથા એમણે વ્રજ અને ફારસી ભાષાઓનો પણ સારો અભ્યાસ કર્યો હતો એમ નોંધે છે; છતાં બાલાશંકરનું મન મોજશોખમાં પડી ગયું હતું તથા ચિત્ત અવ્યવસ્થિત હતું એમ પણ જણાવે છે. બાલાશંકર આ સમયે તરંગી હોઈ ફાવે તેમ કરતા હતા. વળી એમણે ધંધાને અંગેનું નવુંનવું સાહસ ઉઠાવેલું તેમાં ચારપાંચ હજારનું દેવું પણ થઈ ગયું હતું. બાલાશંકરનાં માતાપિતા એમની એ દેવું કરવાની જવાબદારી એમના મિત્રો પર આરોપિત કરે એ ભયથી, તથા સામાજિક સંબંધમાં ગૂંચવણો ઊભી થાય તેથી વ્યવહારુ ડહાપણ વાપરીને મણિલાલ બાલાશંકરથી દૂર રહ્યા જણાય છે. અને એ વખત એવો હતો કે બાલાશંકર કોઈનું સાંભળે તેમ ન હતુ.

નડિયાદના વાણિયા સાંકળચંદ મગનલાલ જેઓ "સદ્‌ગૃહસ્થ"ના ઉપનામથી જાણીતા હતા તેમની અને મણિલાલ વચ્ચે નડિયાદની નોકરી દરમ્યાન મૈત્રી થઈ. સાંકળચંદ વૈષ્ણવ હતા અને વૈષ્ણવધર્મની

પ્રેમલક્ષણા ભક્તિના ઉપાસક હતા. મણિલાલની નાતનો છોટાલાલ વજુભાઈ નામનો એક ૨૦ વર્ષનો છોકરો પણ એમના પ્રસંગમાં આવવા લાગ્યો અને વખત જતાં મણિલાલના ભક્તોમાં ગણાયો. આ છોટાલાલ વિશે આગળ કેટલોક ઉલ્લેખ કરવો પ્રાપ્ત થશે, એટલે એના તરફ વાંચનારનું ધ્યાન ખેંચવું જરૂરી છે. કુટુંબજીવનમાં મણિલાલ અને એમની પત્ની વચ્ચે બનાવ ન હતો એ કમનસીબ સ્થિતિ ચાલુ રહી જણાય છે. એમનાં સાસરિયાંઓએ બહારથી મેળ કરવા પ્રયત્ન કર્યો, પણ મણિલાલના મનનું સમાધાન થયું નહિ.

નડિયાદની નોકરીના છેવટના ભાગમાં, ૧૮૮૦ નવેંબરથી ૧૮૮૧ જાન્યુઆરી સુધીમાં મણિલાલને સખત તાવ આવ્યો અને જીવનની પણ નિરાશા થઈ હતી. એ મટવાના અરસામાં ખબર આવ્યા કે મુંબઈમાં ડેપ્યુટી ઇન્સ્પેક્ટરની જગ્યા ખાલી પડી છે, એટલે મણિલાલે એ માટે અરજી કરી; પણ ત્રણેક મહિના સુધી કાંઈ જવાબ આવ્યો નહિ અને મણિલાલે સાંભળ્યું કે કોઈ નવા શિક્ષકને રૂ. ૮૦ ની કાયમની નોકરી મળી છે, જ્યારે પોતે હજી એક્ટિંગમાં—એટલે કામચલાઉ નોકરીમાં છે. એમણે આ બાબત ડાયરેક્ટરને ફરિયાદ કરી. જવાબમાં મણિલાલને ઠપકો મળ્યો, પણ સાથે સાથે એ ખબર પણ મળી કે મુંબઈની ડેપ્યુટીની જગ્યા માટે ડાયરેક્ટરે એમની ભલામણ કરી છે. આખરે ૧૮૮૧ના માર્ચના અંતમાં મુંબઈની ગુજરાતી નિશાળો અને કન્યાશાળાઓના ડે. ઇન્સ્પેક્ટરની જગ્યા મળી. નડિયાદની નોકરી દરમ્યાન મણિલાલનું નવું ઘર બંધાવા માંડેલું તે પૂરું થઈ જવા આવ્યું હતું.

## ૪. ડેપ્યુટી ઇન્સ્પેક્ટર, મુંબઈ

### માર્ચ ૧૮૮૧ થી ૨૦ મી જાન્યુઆરી ૧૮૮૫ સુધી

**મણિલાલ** મુંબઈમાં કુલ્લે આશરે ચાર વર્ષ રહ્યા. પોતાના આત્મવૃત્તાંતમાં મણિલાલ નોંધે છે: " આ વખત જ મેં ઘણામાં ઘણા આનંદમાં, ઘણામાં ઘણા મોજમાં, ઘણામાં ઘણું જ્ઞાન મેળવવામાં અને આબરૂ મેળવવામાં ગાળ્યો છે." અને તે જ મારાં જ્ઞાન અનુભવ ધીરજ વગેરેનો મૂળ પાયો છે. આમ આ સમય મણિલાલના જીવનમાં સૌથી અગત્યનો છે. નિશ્ચિત નોકરી, સાહિત્યપ્રવૃત્તિ, અભ્યાસમાં પ્રગતિ, કુટુંબજીવન, મૈત્રી, પ્રેમ વગેરે પ્રત્યેક વિભાગમાં આ ચાર વર્ષમાં મણિલાલે ઘણું પ્રાપ્ત કર્યું, ઘણું અનુભવ્યું હોય એમ લાગે છે.

શરૂઆતમાં મણિલાલને એકલા રહેવાનું થયું, એટલે મોહનલાલ પ્રસાદરાયને નોકરીની જરૂર છે એમ જણાતાં પોતાને સોબત મળે એ માટે રૂ. ૧૨ના પગારથી શિક્ષકની નોકરી અપાવી. ચાર વર્ષને અંતે જ્યારે મણિલાલને ભાવનગર જવાનું થયું ત્યારે એમને રૂ. ૨૭ નો પગાર અને ટ્યુશન વગેરેના મળીને રૂ. ૫૦) મળતા હતા એમ લાગે છે. ચતુરભાઈ પટેલને પણ રૂ. ૧૨ ના પગારથી શિક્ષક તરીકે નોકરી અપાવી; પરંતુ એમને શિક્ષકનો ધંધો ફાવતો આવ્યો નહિ, એટલે ૧૮૮૫ પહેલાં જ નોકરી મૂકી દઈને નડિયાદમાં "ધી ગુજરાત પ્રેસ" નામનું છાપખાનું એમણે શરૂ કર્યું. ડેપ્યુટી તરીકે મણિલાલને બધા જ શિક્ષકોના સંબંધમાં આવવું થાય એ સ્વાભાવિક છે, પણ તેમાં દલાભાઈ પટેલ નામના મહુધાના વતનીના સંબંધથી મણિલાલને ઘણો સંતોષ થયો હોય એમ લાગે છે. સુરત જિલ્લાના વતની ઘણા શિક્ષકો મુંબઈમાં નોકરી કરતા હતા તેમને વિશે મણિલાલને ઘણો

કડવો અનુભવ થયો લાગે છે. એ બધા "ગરજમતલબી, મેલા દિલના, અને સ્વાર્થી" હતા. પોતાના આ અભિપ્રાયના સમર્થનમાં મણિલાલ એક બે ઘટનાઓ પણ વર્ણવે છે. પરંતુ ડેપ્યુટીના કાર્યની બજાવણીમાં મણિલાલ સારા અધિકારી તરીકે ગણાતા હતા. કેળવણી ખાતામાં સુધારા કરવા માટે મણિલાલે થોડા પ્રયાસો આદરી જોયા, પરંતુ "જાણવા જોગ પરિણામ" સરવૈયું કાઢીને નોંધી શકતા નથી. કેળવણી ખાતું પહેલેથી કેટલુ પ્રાણહીન અને નિયમજડ હતું એનો ખ્યાલ મણિલાલની નિષ્ફળતા આપણને આપે છે. મણિલાલે પરીક્ષા લેવાની એવી પદ્ધતિ અખત્યાર કરી હતી કે શિક્ષકોને સારી રીતે શીખવવાની ફરજ પડે. છોકરાઓને લખવાની કોપીબુકમાં પણ મણિલાલે સુધારો કર્યો તથા શિક્ષકો અને બાળકો તથા એમનાં માબાપો વચ્ચે સંબંધ સ્થાપન કરવા માટે પ્રત્યેક વિદ્યાર્થીને માસિક સર્ટિફિકેટ આપવાની યોજના પણ દાખલ કરી. વળી શિક્ષકો પણ પરસ્પર મળે અને વિચારોની આપલે તથા શંકાનિવારણ કરી શકે તે માટે ટીચર્સ એસોશિયેશન—શિક્ષક મંડળ—ની સ્થાપના કરી. નિશાળમાં અપ્રામાણિકપણે પૈસા લેનાર એક શિક્ષકને પકડીને તેને ઓછામાં ઓછો ગેરલાભ થાય તે માટે માંદા થઈને પેન્શન લેવાની સૂચના મણિલાલે કરી. એ શિક્ષકે મણિલાલને એક હજાર રૂપિયાની લાંચ આપવાની કોશિશ કરી. પરિણામે મણિલાલે એને નોકરીમાથી બરતરફ કરાવ્યો. આ પ્રવૃત્તિઓ ઉપરથી મણિલાલની કર્તવ્યપરાયણતા અને કાર્યદક્ષતાનો કાંઈક ખ્યાલ આપણને આવી શકે છે.

પણ મણિલાલને ગોરા અધિકારીઓના હાથમાં રહેવું પડતું હતુ, અને એ તેમને બિલકુલ પસંદ ન હતું. ડાયરેકટરને મળવા ગએલા ત્યારે તેણે મણિલાલનું અપમાન કરેલુ તેથી મણિલાલને એના વિશે ઘણો હલકો અભિપ્રાય બંધાયેલો. અલબત્ત, રાજીનામું આપવા જેટલી તીવ્ર લાગણી હોય તેવાઓને પણ એ જમાનામાં એ કાર્ય એટલું સહેલું ન હતું. એ ડાયરેકટર જોડે ચાર વર્ષ દરમ્યાન

મણિલાલનો ચડભડાટ ચાલુ રહ્યો હોય એમ લાગે છે. સ્કૂલ ઑફ આર્ટ્સની બાબતમાં ડાયરેક્ટર અને મણિલાલને તકરાર પડી તેમાં મણિલાલ પોતાની વાતને વળગી રહેલા. મણિલાલના અંગ્રેજી શબ્દોના પ્રયોગમાં પણ એણે ભૂલ બતાવેલી અને પગારમાં યોગ્ય વધારો આપવામાં શિથિલતા બતાવેલી. પાઠ્યપુસ્તકો કેવાં હોવાં જોઈએ એ વિશે ઇન્સ્પેક્ટરે ડેપ્યુટીઓના રિપોર્ટ મંગાવ્યા એટલે મણિલાલે પોતાના તરફથી સૂચનાઓ મોકલાવી આપી, પણ ડાયરેક્ટરે તેનો ઉત્તર પણ આપેલો નહિ: એટલે મણિલાલે અંગ્રેજીમાં એક ચોપાનિયું છપાવ્યું અને સ્ત્રીકેળવણી વિશેની સૂચનાઓ કરી. એની એક નકલ ડાયરેક્ટરને તથા બીજા મોટા અધિકારીઓને મોકલાવી. કેળવણીખાતામાં કેવળ આપખુદી ચાલતી હતી તેનો કાંઈક ખ્યાલ એ ઉપરથી આપણને આવશે કે ડાયરેક્ટરે મણિલાલના કામને ઠપકાને પાત્ર ગણ્યું! મણિલાલે પણ એનો કડક જવાબ વાળ્યો કે "જે વાત તમારે ધ્યાનપૂર્વક જાણવી જોઈએ તે જણાવનાર કેવળ સાદા લખાણવાળા પુસ્તક બાબત તમે વિચાર ન કરતાં ઠપકો આપવા તૈયાર થાઓ છો તે જોઈ હું ઘણો દિલગીર છું." મણિલાલનો વિચાર તો ડાયરેક્ટર જોડે સરકાર સુધી લડી લેવાનો થયો હતો. વળી ખૂબી તો એ હતી કે જ્યારે કેળવણી ખાતાના ઉપરી તરફથી મણિલાલને ઠપકો મળ્યો ત્યારે બીજાં સરકારી ખાતાંઓ તરફથી સારા અભિપ્રાયો મળ્યા, અને ગવર્નરના સેક્રેટરીએ તો યોગ્ય પાઠ્યપુસ્તક તૈયાર કરાવવામાં જે મદદ જોઈએ તે આપવાનું આશ્વાસન આપ્યું. સ્ત્રીકેળવણી માટે એક યોજના આ ચોપાનિયા સાથે સામેલ કરવામાં આવી હતી અને મણિલાલનો વિચાર એવો હતો કે યોજના શરૂ કરવા પૂરતા પૈસા ભેગા થાય તો તેમાં મફત કાર્ય કરવું. કાઠિયાવાડમાં ૫૦—૬૦ હજારનું ફંડ સ્ત્રીકેળવણી માટેનું છે એમ મણિલાલને ખબર પડતાં એ યોજનામાં પણ એવી જ શરતે કામ કરવાની માગણી એમણે કરી. પણ એ ફંડના ખર્ચની યોજના જુદા

જ પ્રકારે નિર્માણ થઈ ચૂકી હતી. તે છતાં મુંબઈમાં રાજકીય અને સમાજસુધારાનું કાર્ય કરનાર ગુજરાતના એક વખતના નરમ પક્ષના નેતા ગોકળદાસ કહાનદાસ પારેખે મણિલાલને એક વર્ષ અજમાયશ કરવા માટે જરૂરી પૈસા આપવાનું વચન આપ્યું, પરંતુ ત્યારપછી તો મણિલાલને મુંબઈ છોડીને ભાવનગર જવાનું થયું. કેળવણીના ક્ષેત્રમાં મણિલાલનો ઉત્સાહ સક્રિય થઈ શકે એટલો વેગવાન હતો, કારણ કે કેળવણીમાં પ્રગતિ થવાથી દેશનું કલ્યાણ થશે એવી એમની દૃઢ માન્યતા હતી. પોતાની નોંધમાં મણિલાલ લખે છે કે આ ઉદ્દેશને પાર પાડવા ખાતર "હું તન, મન અને જે મળે તે યથા-શક્તિ ધનથી મહેનત કરતો પણ જાણવાજોગ પરિણામ અત્રે નોંધવાનું મારે હાથ નથી એથી દિલગીર છું." દર મહિને એ ચાર રૂપિયાની સ્કૉલરશિપ નડિયાદના કોઈપણ જાતના ગરીબ પણ ભણવામાં હોશિયાર વિદ્યાર્થીને ગુપ્ત રીતે પોતા તરફથી અપાવતા.

તે જમાનામાં ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટરો ગુજરાતી પ્રાથમિક નિશાળોની દેખરેખ રાખવા ઉપરાંત એલફિન્સ્ટન હાઈસ્કૂલના ઉપલા વર્ગોમાં કેટલાક વિષયો રોજ એકાદ કલાક શીખવે એવો રિવાજ હતો. તે પ્રમાણે મણિલાલ છઠ્ઠા ધોરણનો અને મેટ્રિકનો ક્લાસ પણ લેતા હતા. એ વખતનો એમનો શારીરિક દેખાવ ઘણો આકર્ષક અને સુંદર હતો એમ એમની પાસે ભણેલા હાઈસ્કૂલના વિદ્યાર્થી પાસેથી મને જાણવા મળ્યું છે. એમની ભણાવવાની પદ્ધતિથી વિદ્યા-ર્થીઓને સંતોષ થતો. વિદ્યાર્થીઓ ઉપર એમની સાચી છાપ પડેલી એમ જણાય છે.

મુંબઈમાં નોકરીને અંગેનાં અને કેટલાક ઉપર જણાવેલાં જાહેર કાર્યો સિવાયના વખતમાં મણિલાલ પોતાનો ખાનગી અભ્યાસ કરતા, અને સાહિત્યપ્રવૃત્તિ પણ થતી. આ સમયમાં એલફિન્સ્ટન કૉલેજમાં અભ્યાસ કરતાં પરિચિત થયેલા શાસ્ત્રી ભીમાચાર્ય પાસે મણિલાલે "સર્વદર્શનસંગ્રહ"નો અભ્યાસ શરૂ કર્યો, તથા ભગવદ્‌ગીતા અને

ઉપરની ટીકાઓ, બ્રહ્મસૂત્ર, પંચદશી વગેરે વેદાંતનાં પુસ્તકોનો અભ્યાસ પણ જાતે આરંભ્યો. સાથે સાથે યુરોપિયન તત્ત્વદર્શનનું વાચન પણ ચાલુ હતું. પૂર્વ અને પશ્ચિમ બન્નેનાં દર્શનોની તુલના કરતાં મણિલાલને એમ લાગ્યું કે હિંદના દર્શનમાં કોઈ સત્ય છે, કોઈ વાસ્તવિકતા રહેલી છે, એટલે જાહેર મતના ડરથી કોલેજમાં હિંદુ ધર્મના બાહ્યાચારનું અનુસરણ કરવું એમણે છોડી દીધું હતું તે હવે શ્રદ્ધાપૂર્વક ચાલુ કર્યું. એ એમણે છેવટ સુધી ટકાવી રાખ્યું હોય એમ લાગે છે. મણિલાલના માનસમાં શાંકરવેદાંતનું દર્શન એમની પોતાની લાક્ષણિક રીતે દૃઢ થયુ તે આ સમય દરમ્યાન કરેલા વાચન અને મનનું પરિણામ હતુ. આ સમય પછીથી જ જીવનૂની વ્યાપક દૃષ્ટિ તરીકે મણિલાલે એનો ઉપયોગ કરવા માંડચો, એટલે કે જીવનના સર્વ પ્રશ્નોને એમણે બાંધેલી અભેદની ભાવનાની દૃષ્ટિએ જોવા વિચારવા તપાસવા અને ઘટાવવાનો પ્રયત્ન આરંભ્યો. તે વખતે સુધારાનો પવન કેળવાયેલા લોકોમાં ઘણો વાયો હતો. એ સુધારા વિશે પણ ઉપર જણાવી તે દૃષ્ટિએ મણિલાલે ચર્ચા આરંભી. કમનસીબે સમકાલીન લોકોમાંના કેળવાયલા વર્ગને મણિલાલ અભેદભાવનાની પુનર્ઘટના કરનાર ચિંતક તરીકે નહિ પરંતુ પ્રાચીનતાના, જુનવાણી રૂઢિરિવાજના રક્ષક તરીકે લાગ્યા. ન્યાય ખાતર કહેવું જોઈએ કે મણિલાલના નિર્ણયો તુલનાત્મક અન્વેષણને પરિણામે બંધાયા હતા, એટલું જ નહિ પરંતુ પ્રાચીન સંસ્કૃતિનાં જે વિકૃત સ્વરૂપો હિંદુ સમાજમાં અને હિંદુ ધર્મમાં પેઠેલાં છે તેમના પ્રત્યે મણિલાલને બિલકુલ સમભાવ ન હતો.

મુંબઈની નોકરી વખતે કાવ્યપ્રવૃત્તિ પણ ચાલુ હતી અને નાનાં મોટાં કાવ્યો રચાતાં હતાં. "કાન્તા" નાટક આ સમયમાં એટલે ૧૮૮૧માં લખાઈને પ્રસિદ્ધ થયું અને સુધારા વિશેના મણિલાલના વિચારોના વિરોધી એવા વિવેચકોએ પણ એને વખાણ્યું ! મિ મલબારી-એ પણ એનાં વખાણ કર્યાં અને નવલરામે ૪૦ પાનાની ટીકા

અવલોકનરૂપે એના ઉપર લખીને એનું બહુમાન કર્યું, અને મણિલાલને "પ્રથમ વર્ગના લેખક અને કવિ" કહ્યા. એમાંનાં કાવ્યોને મણિલાલ પોતે પણ ઉત્તમ પ્રકારનાં ગણતા હતા, અને નવલરામ જેવા વિવેચકે એનાં વખાણ કર્યાં તેથી મણિલાલને ઘણો સંતોષ થયો. મોહનલાલ અને ચતુરભાઈ પટેલ એ બે મિત્રોના આગ્રહથી મણિલાલે ભવભૂતિના ઉત્તરરામચરિતનો ગુજરાતીમાં અનુવાદ કર્યો. મણિલાલની લખવાની પદ્ધતિ કાંઈક વિશિષ્ટ પ્રકારની હતી. ઘણુંખરું મણિલાલ જે લખતા તે એક જ વખત લખતા, નકલ કરવાનો એમને ભારે કંટાળો હતો; એટલે ખણુંખરું તો પહેલી વારના લખાણમાં જરૂર હોય તો સુધારા કરીને તે જ છપાવવા મોકલાવી આપતા. ઉત્તરરામચરિતનો અનુવાદ બહુ જ ઉતાવળે કરવામાં આવ્યો હતો. જેમ જેમ લખાતું ગયું તેમ તેમ છપાતું ગયું. ઉત્તરરામચરિત જેવી ઉત્તમ સાહિત્યકૃતિનો અનુવાદ ખૂબ કાળજી-પૂર્વક અને જરાપણ ઉતાવળ વિના થાય તો એ સારો ઊતરે, અને એમાં એક જ વાર લખાણ કરવાની પદ્ધતિ ભાગ્યેજ ઉત્તમ પરિણામ આપી શકે. એને માટે ફરી ફરીને વચમાં થોડો સમય જવા દઈ ને પ્રયત્ન ચાલુ રાખવો કોઈ વાર જરૂરી હોય છે. એક બે માસમાં ઉત્તરરામચરિતનો અનુવાદ લખાઈને છપાઈ ગયો. રા. નવલરામે અને રા. નરસિંહરાવે એનાં અવલોકનો લખ્યાં છે તે જોવા જેવાં છે. લેખનકાર્ય ઉપરાંત એક "ગુજરાતી સોશિયલ યુનિયન" નામની ગ્રેજ્યુએટોની એક મંડળી હતી તેના મણિલાલ સભાસદ થયા. એ મંડળમાં જુદા જુદા વિષયો પર વાદવિવાદ અને ચર્ચા થતાં. તેમાં એક વાર પુનર્લગ્નનો પ્રશ્ન એક કલાકની ચર્ચા માટે રખાયો હતો. એ ચર્ચા તો ઘણી લાંબી ચાલી, પણ એનું પરિણામ એ આવ્યું, કે એના બીજમાંથી મણિલાલે "નારીપ્રતિષ્ઠા"નું નાનું પુસ્તક તૈયાર કર્યું. વળી એ મંડળને લીધે મણિલાલને મૅસ્મેરિઝમનો (વશી-કરણનો)–પ્રાણવિનિમયનો પ્રત્યક્ષ પરિચય થયો. શરૂઆતમાં જ્યારે એ

પ્રયોગો મણિલાલે જોયા ત્યારે બીજા શંકાશીલ માણસો પેઠે એમણે પણ "એ લોકોની મસલત હોવી જોઈએ" એમ કહીને એની વાસ્તવિકતાને ઉડાવી નાંખવા પ્રયત્ન તો કર્યો; પરંતુ જ્યારે પોતાના મનની શંકાઓનું સમાધાન કરવા માટે એમણે પ્રયોગ કરનારને પ્રશ્નો પૂછ્યા ત્યારે એમને સંતોષ થયો અને એનું પરિણામ એ આવ્યું કે મણિલાલ પોતે પ્રાણવિનિમય શીખ્યા. એ પ્રયોગોમાં જેના પર પ્રયોગ કરવામાં આવે તે વ્યક્તિ (વિષેય) અનુકૂળ હોય, આજ્ઞાપાલક હોય તો જ સફળતા મળે છે. મણિલાલના મિત્ર ચતુરભાઈ આવી યોગ્યતાવાળા હતા એટલે મણિલાલને પોતાના પ્રયોગોમાં ઘણી સફળતા મળી. એ પ્રયોગો મણિલાલે પોતાના ઘણા મિત્રો સમક્ષ કરી બતાવ્યા અને એમાં ચમત્કારિક ગણાય એવી ઘણી ઘટનાઓ બની હતી. ચતુરભાઈ બેશુદ્ધ અવસ્થામાં રહેતા અને એમનાદ્વારા અજ્ઞાત કાગળિયાંમાં લખાયેલી વસ્તુ જાણવી, દૂર પ્રદેશમાં બનતી ઘટનાઓ જાણવી વગેરે બાબતો સફળતાપૂર્વક બનતી. નડિયાદના દેસાઈ હરિદાસ બિહારીદાસ જૂનાગઢના દીવાન હતા તેઓને આ પ્રયોગો બતાવતાં તેમણે પ્રથમ પોતાની અશ્રદ્ધા જણાવેલી; પરંતુ એમના પોતાના નડિયાદના ઘર સંબંધી હકીકત પૂછીને તેની નોંધ કરી પાછળથી તપાસ કરતાં તમામ હકીકત પ્રયોગમાં કહ્યા પ્રમાણે બની હતી એમ ચોક્કસ જણાયું ત્યારપછી આ પ્રયોગોની સચ્ચાઈમાં એમની શ્રદ્ધા બેઠી હતી. મણિલાલના પોતાના ભાવિ વિશે પણ, "બે વર્ષ અને અમુક માસ પછી ઉત્તર દિશાના કોઈ દેશી રાજ્યમાં રૂપિયા બસોના પગારથી તારે જવાનું છે" એ પ્રમાણે જવાબ આવ્યો હતો. તે વખતે ભાવનગરમાં સામળદાસ કૉલેજ નીકળશે એ વિચાર પણ કોઈને ન હતો! હરિલાલ કિરપારામ પંડ્યાને મણિલાલે આ ભવિષ્યકથન વિશે એ જ વખતે વાત કરેલી અને જ્યારે "મેસ્મેરિઝમની વિદ્યા હું કોઈ વાર ખરી માનું તો આ જ વાત માનું છું કે બે વર્ષ આગળ કહેલી વાત આજે અક્ષરેઅક્ષર નીવડી

આવી." આવી બીજી ઘટનાઓ સાચી નીવડેલી જણાય છે.

આ સૂક્ષ્મ પ્રાણમય ભૂમિકાના પ્રયોગોને આગળ ચલાવીને યોગશાસ્ત્ર સમાધિ આદિ વિશે જ્ઞાન નિશ્ચિત કરવાનો ભૂલભરેલો પ્રયત્ન પણ મણિલાલે આદર્યો જણાય છે. આ વિષયમાં મણિલાલની ગંભીર ભૂલ એ થયેલી લાગે છે કે એમણે આ ગૂઢ વિદ્યાઓને–મેસ્મેરિઝમ, વશીકરણ વગેરેને સાચી આધ્યાત્મિક વિદ્યાના પાયા તરીકે સ્વીકારીને શરૂઆત કરી. યોગસાધનાનો ઉદ્દેશ ઈશ્વરપ્રાપ્તિ છે અને એને માટે ચેતનાની ઉન્નતિ, આધ્યાત્મિક પ્રગતિ વગેરેના પ્રયત્નો ગુરુગમ્ય પ્રકારે કરવાના હોય છે. એના ઉપાયો પણ આધ્યાત્મિક હોય છે, તેથી કરીને એ ગૂઢ વિદ્યાઓ અને તેમના વડે મળતી શક્તિઓ યોગસાધનામાં સામાન્ય રીતે બાધા તરીકે ગણાય છે. એવી સૂક્ષ્મ શક્તિઓને બાધા ગણવામાં એકપક્ષિતા યાને મર્યાદિત સત્ય રહેલું છે એમ સ્વીકારીએ તોપણ એટલું તો નક્કી છે કે મેસ્મેરિઝમદ્વારા આધ્યાત્મિક સત્યોનું કે અનુભૂતિઓનું મૂલ્યાંકન કરવાનો પ્રયત્ન જોખમભરેલો છે, એટલું જ નહિ પરંતુ સાધનાથી આડે માર્ગે લઈ જનારો પણ નીવડે છે. એવી ગૂઢ વિદ્યા વડે તો એટલું જ, વધારેમાં વધારે, સાબિત થઈ શકે કે સ્થૂલ સિવાય, સ્થૂલથી સ્વતંત્ર બાહ્ય ઇન્દ્રિયોથી પર એવી અશરીરી શક્તિઓ છે અને એવી સૂક્ષ્મ-ભૂમિકાઓ છે અને માનવ તેમના સંબંધમાં આવી શકે તેમ છે, તથા તેમને પોતાનામાં સક્રિય કરી શકે છે. આ પ્રયોગો અને અનુભવોએ જેમ મણિલાલને તેમનો આધ્યાત્મિક વિકાસ સાધવામાં એક પ્રકારનું પ્રોત્સાહન આપ્યું–એટલે કે ધાર્મિક તત્ત્વોનો પ્રત્યક્ષ પ્રયોગાત્મક પુરાવો હોઈ શકે છે એમ બતાવીને, તેમ એમની આધ્યાત્મિક જિજ્ઞાસા કાંઈક આડી દિશાએ ચડી ગઈ એનું પણ એ પ્રયોગો કારણ બન્યા લાગે છે. પ્રાણની પૂરતી વિશુદ્ધિ કર્યા વગર મોકલેલી પ્રાણ-વિનિમયની આ શક્તિ મણિલાલને નીતિના પતનને માર્ગે લઈ જવામાં પણ કાંઈક અંશે કારણભૂત થઈ હોય એમ લાગે છે.

આગળ જતાં આ પ્રયોગોમાં ચતુરભાઈ સારાભાઈ વિધેય (Subject) તરીકે સફળ કાર્ય આપી શક્યા નહિ, ગમે તેમ હોય પણ ચતુરભાઈ જવાબ આપતા નહિ અને મણિલાલનો વિરોધ પણ કરવા લાગ્યા એટલે મણિલાલે પ્રયોગો બંધ કર્યા. ત્યાર પછી શારીરિક તંદુરસ્તી સારી નહિ રહેવાથી ફરીથી પ્રયોગો કરવાનો પ્રસંગ આવ્યો લાગતો નથી.

આ પ્રયોગો બંધ પડ્યા, પણ તે ઉપરથી જે નિર્ણય પર મણિલાલ આવ્યા તે અહીં નોંધવા જેવા છે. "આ સર્વ બાબતો જોતાં ને વિશેષ વાંચતાં નિર્ણય થયો કે :–૧. જગત જડમાત્રનું બન્યું છે એમ હાલના પાશ્ચાત્ય Scientists માને છે તે ખરું નથી. કેવલ ચૈતન્યમય જગત હશે કે કેમ તે નિર્ણય મારાથી બને તેમ નથી. પણ જડમય નથી એવો નિર્ણય ડાર્વિન જેવાની Evolution theory માં પણ protoplasm આગળથી જીવ મનાવા માંડ્યો છે તે જડવાદ પ્રમાણે બને નહિ; ને બને એમ હોય તો તેમણે ચૈતન્યવાદ માનવો જોઈએ. ૨. માણસનામાં જડથી અતિરિક્ત કોઈ શક્તિ છે ને તેને ખીલવવાનું પરિણામ પ્રસિદ્ધ યોગશાસ્ત્ર તથા સમાધિ વગેરે છે. માણસની 'ઇચ્છા'ને 'નિશ્ચય' એ બે જ ઈશ્વરતુલ્ય તેને કરી મૂકવા સમર્થ છે. ૩. મોક્ષ પામવાની ઇચ્છા તે જ ધર્મ; ને મોક્ષ તે માણસના સનાતન જીવિતમાં પરમાનંદની પરાકાષ્ઠાઃ પણ જીવિતનો જડભાગ તપાસ્યાથી તે મળવાની નહિ, તેનો ચૈતન્ય અંશ વિશેષે અવલોકવો જોઈએ. માટે હિંદનાં ધર્મશાસ્ત્રો ને દર્શનોનો નિર્ણય તે જ મનન કરવા ને પાળવા યોગ્ય છે." (વસંત. વર્ષ ૩૦, અંક ૧.)

મુંબઈની નોકરી દરમ્યાન 'થિયોસૉફિકલ સોસાયટી વિશે જાણવાની ઉત્કંઠા મણિલાલને થઈ, તેથી એના સાહિત્યનો પણ અભ્યાસ કર્યો અને મેસ્મેરિઝમના પ્રયોગોમાં પોતાને નડતી અડચણો વિશે એમણે કર્નલ આલ્કોટને પત્ર લખ્યો.* માદામ બ્લેવેટ્સ્કીને પણ

* "એનો ઉત્તર કદાચ, અને મૂળ Dabbling in Mesmerism" એ મથાળા નીચે થિયૉસૉફિસ્ટમાં છપાયો હતો.

મણિલાલે પત્ર લખ્યા હતા અને તેમાં એવી ઇચ્છા જણાવી હતી કે તમે જે 'મહાત્માઓ'ની વાત કરો છો તેમાંના કોઈ નો મને ચેલો બનાવો તો હું સંસાર છોડી દેવા તૈયાર છું. એ પત્રનો થોડો ભાગ "Saving of a Hindu Soul" એવા મથાળા નીચે થિયોસોફિસ્ટમાં છપાયો હતો, પરંતુ એ પ્રશ્નનો સંતોષકારક ઉત્તર મણિલાલને મળ્યો હોય એમ જણાતું નથી. કર્નલ ઓલ્કોટ જ્યારે મુંબઈ આવે ત્યારે એમને મળવું એવી મણિલાલને ખબર કરવામાં આવી હતી. એ પ્રમાણે કર્નલ જ્યારે આવ્યા ત્યારે મણિલાલ એમને મળ્યા હતા અને પ્રયોગો દેખાડ્યા તે જોઈને કર્નલ પ્રસન્ન થયા હતા. એક બે દુર્લભ ગ્રંથો વાંચવા માટે એમણે મણિલાલને આપ્યા. પાછળથી "પ્રાણવિનિમય" નામનું પુસ્તક મણિલાલે લખ્યું તે આ પ્રયોગો અને અભ્યાસનું ફળ હતું.

આ પત્ર મણિલાલના અંતરના ધાર્મિક વિકાસ ઉપર નવો પ્રકાશ નાખે છે અને એમને પ્રાચીનતાના અંધ ઉપાસક, અનુયાયી કે કેવળ પ્રશંસક તરીકે ગણાવવાનો પ્રયાસ કરનારાઓની નિષ્ફળતા પણ એનાથી સ્પષ્ટ થાય છે. પ્રયોગમાં શ્રદ્ધા હોવી એ આપણા આજકાલના ભૌતિકશાસ્ત્રોના વર્ચસ્વવાળા જમાનાનું લક્ષણ હોય તો અહીં સ્વીકારવું જોઈએ કે મણિલાલના અંતરમાં આર્ય તત્ત્વદર્શન પ્રત્યે—અને એ દર્શનોના સત્યને સામાજિક આચારમાં ઉતારવા પ્રયત્ન કરતાં શાસ્ત્રો પ્રત્યે જે શ્રદ્ધા ઉદ્ભવી હતી તે પ્રયોગાત્મક અને પ્રયોગનું પરિણામ હતી અને તેટલા પૂરતી આધુનિક અને Scientific-પ્રયોગશાસ્ત્ર પર પ્રતિષ્ઠિત હતી. એટલે, મહાન ધાર્મિક વિભૂતિ, પેગંબરો અને અસાધારણ આધ્યાત્મિક વિકાસ સાધનારાઓને બાદ કરતાં, મર્યાદિત શક્તિવાળા માનવને માટે જે શક્ય વસ્તુ છે તે એ કે પોતે સત્યપ્રાપ્તિને માટેની અભીપ્સા સેવે, પોતાની શકિત પ્રમાણે સત્યનો આદર્શ શોધી કાઢે, પ્રામાણિક બુદ્ધિથી તેનો સ્વીકાર કરે અને તેને આચારમાં ઉતારવાને આજીવન

પ્રયત્ન કરે. આવા પ્રયત્ન માટે જો માનવ બીજા માનવબંધુઓના માનનો અધિકારી હોય તો મણિલાલ તેના અધિકારી હતા એમ કહેવુ જોઈએ, પછી ભલે સત્યને જીવનમાં ઉતારનારાઓમાં આપણે એમને પડતા આખડતા અને ઠોકરો ખાનારાઓમાંના ગણીએ.

થિયોસોફીના ત્રણ મુખ્ય સિદ્ધાંતો:–૧. માનવની સમાનતા અને ભ્રાતૃભાવ, ૨. પ્રત્યેક ધર્મમાં સત્ય રહેલું છે એ માન્યતાનો સ્વીકાર, અને ૩. આધ્યાત્મિક વિદ્યા, યોગવિદ્યા વગેરેમાં શોધ. –એ મણિલાલને માન્ય હતા એટલે ૧૮૮૨ના ચોમાસામાં મણિલાલ થિયોસોફીકલ સોસાયટીના સભ્ય થયા. આથી બીજા વિદ્વાનોના અનુભવનો લાભ પણ એમને મળ્યો. મણિલાલની અસરને લઈને ત્યારપછીથી ગુજરાતમાં ઘણા લોકો થિયોસોફીમાં જોડાયા જેમાં કલાપી વગેરે પણ હતા. થિયોસોફીના અંતરંગ સભ્યોમાં ટિબેટ કે હિમાલયમાં રહેનાર સિદ્ધ મહાત્માઓના અસ્તિત્વ વિશે તથા એ મહાત્માઓ બ્લેવેટ્સ્કી અને ઑલ્કોટ જેવા નેતાઓ સાથે સંબંધમાં છે એ માન્યતા વિશે મણિલાલ લખે છે કે, “ હું તેમને માટે બહુ આતુર ન હતો ” મતલબ કે એવા સિદ્ધોના અસ્તિત્વમાં માનવા છતાં થિયોસોફીની એ વિશિષ્ટ માન્યતા વિશે મણિલાલના મનમાં કશો નિર્ણય બંધાયો જણાતો નથી. વેદાંતદર્શનની ઉચ્ચતા સિદ્ધ કરવા તરફ મણિલાલની વૃત્તિનો ઝોક હતો. આ વિષય ઉપર Logic of Common Sense – “ વ્યવહારુ બુદ્ધિનું તર્કશાસ્ત્ર ” એવું શીર્ષક રાખીને મણિલાલે મુંબઈની સોસાયટીમાં ભાષણ કર્યું હતું. સુરતના વતની અને તે વખતના મુંબઈના પ્રખ્યાત રસાયનશાસ્ત્રી ત્રિભોવનદાસ કલ્યાણદાસ ગજ્જર જોડે થયેલી ચર્ચા ઉપરથી મણિલાલને એની પ્રેરણા મળી હતી. આ ચર્ચામાં ભૌતિકશાસ્ત્રનાં કેટલાંક પુસ્તકો વાંચીને મણિલાલે તેના દૃષ્ટિબિંદુના પ્રત્યુત્તરરૂપે એ ભાષણ આપ્યું હતું. આ જ સમય દરમ્યાન “ વાક્યસુધા ”નો અંગ્રેજી અનુવાદ થિયોસોફિસ્ટમાં છપાયો. આ વિવધ પ્રકારના અભ્યાસમાં વિદ્વાન

પાંડુરંગ મહાત્રે નામના પરભુ ડૉકટર મણિલાલના સહાધ્યાયી હતા. તે વખતના "ગુજરાતી"– ઇચ્છારામ સૂર્યરામ દેસાઈના અઠવાડિક પત્ર–માં પણ મણિલાલ લેખો આપતા હતા, જેમાંના કેટલાકમાં થિયૉસૉફી વિશે લાંબાં વિવેચનો કરેલાં હતાં. "નારીપ્રતિષ્ઠા" પણ "ગુજરાતી"માં આઠ–નવ કટકે પ્રકટ કર્યું જેથી જાહેર-મત કેળવાય.

મણિલાલનો સંસ્કૃતનો અભ્યાસ સારો થવાનાં બીજાં કારણોમાંનું એક બહેરામજી મલબારીએ એમને મૅક્સમૂલરના હિબર્ટ લેક્ચર્સનો સંસ્કૃત અનુવાદ કરવાનુ સોંપ્યું તે હતું. ડૉ. ભાંડારકરે કોઈ બીજાનું નામ સૂચવ્યું હતુ અને તેને પણ એ પુસ્તકનો થોડો ભાગ આપવામાં આવ્યો હતો. પોતાનુ નામ થાય એવા હેતુથી મણિલાલે આ કામ કરવામાં ઘણી મહેનત કરી તથા અનુવાદ પૂરો કરીને શાસ્ત્રી ભીમાચાર્યને મૂળનો આશય સમજાવી એ અનુવાદ સુધરાવ્યો. છેવટે મુંબઈના પ્રખ્યાત રાજારામ શાસ્ત્રી પાસે પણ એ તપાસાવ્યો. એમણે સારો અભિપ્રાય આપ્યો. બન્ને અનુવાદો મૅક્સમૂલરને મોકલવામાં આવ્યા, પણ બન્ને એમને પસંદ પડયા નહિ એટલે પ્રસિદ્ધ થયા નહિ. આથી મણિલાલને જોઈતી હતી તે કીર્તિ મળી નહિ, પણ જ્ઞાનમાં સારો વધારો થયો. "તર્કસંગ્રહ"નો અભ્યાસ ભીમાચાર્ય શાસ્ત્રી પાસે મણિલાલ કરતા હતા અને એને અંગે જુદી જુદી ટીકાઓનો અભ્યાસ પણ શાસ્ત્રીજીએ કરાવ્યો. મણિલાલે એ ગ્રંથની ટીકાઓના મુદ્દાઓની નોંધ અંગ્રેજીમાં કરવા માંડી અને એ ગ્રંથને અંગ્રેજી નોંધ અને ટીકા સહિત છપાવવાનો વિચાર કર્યો. શાસ્ત્રી ભીમાચાર્યે ડૉ. પીટર્સનને આ બાબત વાત કરી એટલે એમણે બૉમ્બે ગવર્મેન્ટ સંસ્કૃત સિરીઝમાં પોતાનું પુસ્તક છપાવવા મણિલાલને આગ્રહ કર્યો. મણિલાલને એવું માન તો જોઈતું જ હતું. વળી દક્ષિણીઓ ગુજરાતીઓને સંસ્કૃતના જ્ઞાનમાં પોતાનાથી ઊતરતા ગણતા એટલે દક્ષિણીઓએ લગભગ કબજે કરેલ એ ગ્રંથમાળામાં પોતાનું પ્રકાશ

કરવાને મણિલાલ ઉત્સુક પણ હતા; એટલે એમણે ડૉ. પીટર્સનની દરખાસ્તને સ્વીકારી લીધી અને પુસ્તક તૈયાર કરીને એમને ખબર આપી. પરંતુ ડૉ. પીટર્સનના સાથી ડૉ. ભાંડારકરે એ જ પુસ્તક યશવંત આપ્ટે નામના દક્ષિણીને તૈયાર કરવા સોંપેલું એટલે મણિલાલનો શ્રમ નકામો ગણાયો. પેલા આપ્ટેએ એ પુસ્તકનો આરંભ પણ કરેલો નહિ એટલે ડૉ. પીટર્સને આખું કામ પડતું મૂકવાનો આગ્રહ કર્યો, પણ એમાં તે નિષ્ફળ ગયા! જો કે છેવટે ભાવનગર જવાનું થયું ત્યારપછી છેક ૧૮૮૬માં તે છપાયો!

મુંબઈના નિવાસ દરમ્યાન છેવટના ભાગમાં પ્રસિદ્ધ અંધ પંડિત ગટુલાલ શર્મા જોડે મણિલાલનો સમાગમ થયો. એમની પાસે સંસ્કૃત ગ્રંથો વાંચવાની મણિલાલની ઇચ્છા હતી, પણ તે પાર પડી લાગતી નથી; તોપણ પ્રસંગોપાત્ત ચર્ચાઓ અને કાવ્યવિનોદ ઘણો આનંદદાયક થતો એમ જણાય છે. મણિલાલ એમને "સરસ્વતીના અવતાર" તરીકે ગણતા પંડિત ગટુલાલના જીવનની અવ્યવસ્થાને લઈને એમની પાસેથી કાંઈ શીખી શકાયું નહિ. એ માટે મણિલાલ કાંઈક નિરાશા અને શોક પણ વ્યકત કરે છે. પણ આ સમાગમનું એક પરિણામ એ આવ્યું લાગે છે કે વૈષ્ણવ મંદિરોના પૂજારીઓ અને આચાર્યોમાં ભાંગનું સત્ત્વ બનાવવામાં આવતું તે બનાવતાં મણિલાલ શીખ્યા. મણિલાલ પાસેથી કલાપી, કાન્ત અને ગજ્જર શીખ્યા હોય એમ લાગે છે. મણિલાલ દરરોજ બપોરે એનું સેવન ત્યારપછી કરતા હતા.*

ઈ. સ. ૧૮૨૨માં 'પૂર્વદર્શન" નામે, ઈ. સ. ૧૭૬૧ સુધીનો હિંદુસ્તાનનો ઇતિહાસ શાળામાં ભણતા બાળકો માટે મણિલાલે

---

* આ સત્ત્વ એક સરખું બનતું નહિ અને ગજ્જર અને શિવાભાઈ પટેલ (સોજિત્રાના) એકથી વધારે વખત ગાંડા જેવા થઈ ગયા હતા. કાન્તે પણ એ સત્ત્વનું સેવન છોડવાના પ્રયત્નો કરેલા ત્યારે બેચેન રહેતા એ હકીકત પણ અહીં જ નોંધવી ઘટે છે.

લખીને તૈયાર કર્યો અને તેની એક હજાર નકલો પ્રકટ કરી. પરંતુ બીજા કોઈએ એ નામ રાખીને જરા ફેરફાર કરી એ જ પુસ્તક છપાવ્યું. એમાં તકરાર થતાં મણિલાલને રૂપિયા આપીને સામા માણસે સમાધાન કર્યું. મણિલાલે પોતાનું પુસ્તક નામ આપ્યા વગર છપાવ્યું હતું એટલે ફરીને નામ આપીને પ્રકટ કરવા જતાં નિશાળના ડેપ્યુટી તરીકેના પોતાના અધિકારનો લાભ લઈને પોતે લખેલું પુસ્તક શાળાઓમાં દાખલ કરાવે છે એવો આરોપ આવે એ ભયથી ફરીને છપાવ્યું નહિ. પરંતુ મુંબઈની નોકરી છોડ્યા પછી પણ મણિલાલે એ પુસ્તકની બીજી આવૃત્તિ શા માટે છપાવી નહિ તે સમજી શકાતું નથી. હજી પણ એ પુસ્તક મળે તો કોઈ સંસ્થામાં એને સાચવીને રાખવું જોઈએ.

અભ્યાસ અને ઑફિસનાં કાર્ય ઉપરાંત જાહેર કામોમાં ટીચર્સ એસોશિયેશન, થિયૉસૉફિકલ સોસાયટી ગુજરાતી સોશિયલ યુનિયન વગેરેનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. તે ઉપરાંત "બુદ્ધિવર્ધક સભા"-માં પણ મણિલાલે ભાગ લીધો હતો. જૂની 'બુદ્ધિવર્ધક સભા' તો સૂઈ ગઈ હતી જ. તેનું મંત્રીપણું મણિલાલ સ્વીકારે તો એનું પુનરુત્થાન કરવાનો ઇરાદો મનસુખરામ ત્રિપાઠીને થયો. મણિલાલે એ દરખાસ્તનો સ્વીકાર કર્યો અને એક વર્ષ સુધી તો સભા સારી રીતે ચાલી. એની મારફત સારા સારા માણસોનો પરિચય થયો. કવિ નર્મદાશંકરનું ઓળખાણ પણ આ સભામાં જ થયું. નર્મદાશંકરને અને કલ્યાણજી નારણજી નામના એક સભ્યને સભામાં તકરાર થઈ ત્યારથી સભા નરમ પડી ગઈ. મણિલાલે જેમતેમ એને ચલાવવા પ્રયત્ન કર્યો, પણ સફળતા મળી નહિ. સભાનું ફંડ કેવળ જળવાઈ રહ્યું. મુંબઈ છોડતાં પહેલાં મણિલાલે ગુજરાતી પત્રના તંત્રી ઇચ્છારામ દેસાઈને મંત્રી બનાવી એ ફંડ તેમને સોંપ્યું. આ સભામાં ગોકળદાસ કહાનદાસ પારેખ, ભીમભાઈ કીરપારામ, ઝવેરલાલ ઉમિયાશંકર, ભાઈશંકર નાનાભાઈ, વગેરેનો પરિચય મણિલાલને થયેલો.

રણછોડભાઈ ઉદયરામ મણિલાલના ખૂબ સ્નેહી થયા હતા. આમાંના ઘણાખરા ગૃહસ્થો ગોકળદાસ તેજપાળના ધર્માદા ખાતાની કમિટીમાં હતા. એમણે મણિલાલ પણ પોતાને ઉપયોગી થઈ પડશે એમ સમજીને એમને સામાન્ય તથા મેનેજિંગ કમિટીમાં લીધા. એ ફંડ તરફથી બાર્ડિંગહાઉસ અને સ્કૂલ તથા બીજાં ખાતાંઓ પણ સ્થપાયાં. કમિટીમાં બનેલો એક બનાવ મણિલાલ આત્મવૃત્તાંતમાં વિગતવાર નોંધે છે. તે આ પ્રમાણે: ખાતાના સેક્રેટરી ત્રિ નર્મદાશંકર હતા. તેમનો પગાર રૂા ૨૦૦ કરવાની દરખાસ્ત આવવાની હતી. તે દિવસની મેનેજિંગ કમિટીની સભાના પ્રમુખ શ્રી. કાશીનાથ તેલંગે ગઈ સભાનો અહેવાલ વાંચી સંભળાવ્યો તેમાં એક નોકર રાખવાની બાબત હતી. વીરપ્રસાદ તાપીપ્રસાદ નામના એક સભ્યે એ બાબત વાંધો ઉઠાવ્યો કે એ કામ ગઈ સભામાં થયેલું નહિ હતું અને સેક્રેટરીએ પાછળથી ગોઠવી દીધેલું છે; મત લેવાતાં સભાસદોમાંથી કોઈ ખાતરી-પૂર્વક કાંઈ પણ કહી શકે એવી સ્થિતિમાં જણાયું નહિ. મણિલાલ પ્રત્યેક સભાના કાર્યની નોંધ નોટબુકમાં લેતા હતા, એટલે એમણે પોતાની નોંધ વાંચીને સેક્રેટરીની નોંધ સાચી છે એમ જણાવ્યું. આ બાબત ઉપરથી ઝવેરીલાલના મનમાં મણિલાલ વિશે સારો અભિપ્રાય બંધાયો અને મણિલાલ એટલે મનસુખરામ ત્રિપાઠીના પક્ષના કોઈ અપ્રામાણિક માણસ એવી ખોટી ધારણા દૂર થઈ. લોકલ સેલ્ફ ગવર્ન્મેન્ટની યોજના પણ આ સમયમાં બહાર પડી એમાં પણ મણિલાલ સક્રિય ભાગ લેતા હતા. સાહિત્યની અને બીજી જાહેર પ્રવૃત્તિઓથી મણિલાલ મુંબઈની બહારના ગુજરાતના ભાગોમાં સારી રીતે જાણીતા થઈ ગયા હતા, અને એ પ્રતિષ્ઠા કેળવાયેલા લોકોમાં એમના વિચારોના સ્વીકાર માટે પુરોભૂમિકા તરીકે એમને ઉપયોગી થઈ હતી.

કવિ નર્મદાશંકરના વિચારોમાં આ સમયે પૂરેપૂરું પરિવર્તન થઈ ચૂક્યું હતું, એટલે મણિલાલ અને નર્મદાશંકરના વિચારો લગભગ

એકસરખા હતા. જ્યારે નર્મદાશંકર મરણને બિછાને પડ્યા હતા ત્યારે મણિલાલ એમને મળવા ગયા હતા. તે વખતે કવિએ જે ઉદ્ગાર કાઢ્યા તે ઉપરથી મણિલાલને પોતાના અને કવિના છેવટના ભાગના દૃષ્ટિબિંદુ વચ્ચે કેટલું સરખાપણું હતું તેનો ખ્યાલ આવ્યો. કવિએ જે કહ્યું તેની મતલબ આ હતી. "હવે તો આ દેહનો અંત આવે તો ઠીક કે ઘરનાં માણસો હેરાન થતાં અટકે. અમે તો હવે એકલા પડ્યા અમારા ભકતો, અમારા મિત્રો, અમારા સ્નેહીઓ અમને બગડેલા વહેમી ઠરાવી વેગળા થયા. પણ ખરી વાત હું હાલ કહું છું તે જ છે એ મારું હૃદય જાણે છે. જવાનિયા સુધારાવાળા મારી ઉપર કરડી નજર કરતા હશે પણ હું કહું છું કે તમારા જ મંડળમાં એક જવાન ઉછરે છે જે પરિણામે મારા જ વિચારો તમારે ગળે ઉતારશે. એ માણસ તમે જ. તમારાં સર્વ લખાણ મેં લક્ષપૂર્વક વાંચ્યાં છે, તમારી વાતો સાંભળી છે અને એમ જ માનું છું કે તમે જે રસ્તે છો તે જ રસ્તે ચાલ્યા જજો, એ જ ખરી વાત છે." પોતાના 'નારીપ્રતિષ્ઠા' પુસ્તકના સંબંધમાં મણિલાલ જણાવે છે કે પોતે સુધારાના વહેણમાં કાંઈક ફેર કરવા પ્રયત્ન કરેલો અને તેનો ઉદ્દેશ એ હતો કે "હાલનો જમાનો જૂના સુધારાને મૂકી દઈને હિંદુ ધર્મની છાયા હોય એવા સુધારા તરફ વળે." એટલે કે યુરોપિયન અસરને પરિણામે જે ધ્વંસક, અભાવાત્મક અને હિંદની સંસ્કૃતિથી વિમુખ વલણ હતું તેને ઠેકાણે આર્યદર્શનની ભાવાત્મક ભૂમિકા સ્થપાય એવો હિંદુ ધર્મની અને સંસ્કૃતિની છાયાવાળો સુધારો કરવામાં દેશનું કલ્યાણ છે એમ મણિલાલ દૃઢતાથી માનતા હતા. આ ઉપરથી "સુધારાવાળા"ઓમાં પશ્ચિમના વિચારો, સામાજિક રૂઢિ વગેરેનું અનુકરણ કરવાની હિમાયત કરનાર જે પક્ષ હતો તેમનાથી મણિલાલનો સુધારાનો ખ્યાલ જુદો તરી આવે છે. આચાર્ય આનંદશંકરે આ બાબત વિસ્તારપૂર્વક વિવેચન કરેલું હોવાથી અહીં વધારે વિસ્તાર કરવાની જરૂર રહેતી નથી. એક બે મુદ્દાઓ જ સ્પર્શી

લઈશું. મણિલાલનો પ્રયત્ન હિંદના ઐતિહાસિક અને સાંસ્કારિક સાતત્ય સાથે સુધારાને જોડવાનો હતો. એવા સંધાનની યુક્તિપ્રધાન તર્કપ્રતિષ્ઠિત વિચારણા આપવા મણિલાલે પ્રયત્ન કર્યો છે, જ્યારે દલપતરામનો સુધારાનો ખ્યાલ કેવળ સાવચેતીની દૃષ્ટિથી પ્રેરાયો હતો એમ લાગે છે. એક બાજૂ આપણો કેળવાયેલો એવો વર્ગ હતો જે પાશ્ચાત્ય સંસ્કારથી અંજાઈ જઈને તેનું અનુકરણ કરવામાં દેશનો ઉદ્ધાર રહેલો છે એમ માનતો હતો, બીજી બાજૂ જડ રૂઢિની ગુલામીમાં અને તમોગુણમાં પડેલો જનતાનો મોટો ભાગ હતો. બન્નેની વચ્ચે આર્યસંસ્કૃતિનાં તત્ત્વો ઉપર સુધારો કરવાની વિચારણા રજૂ કરતો મણિલાલ આનંદશંકર વગેરેનો નાનો વર્ગ હતો. દલપતરામના અભિપ્રાયવાળા વર્ગ પાસે કશી સ્પષ્ટ વિચારણા કે નિર્ણય હતાં નહિ.

મણિલાલે સક્રિય સુધારો કરવાના પ્રયત્નો ન જેવા જ આચરેલા જણાય છે અને એમાં પણ પહેલી જ મુશ્કેલી આવતાં એમણે આખો પ્રયત્ન માંડી વાળ્યો હતો. એમણે જે વસ્તુ કહી હતી તે આજની નજરે લગભગ નજીવી ગણાય તેવી છે. ૨૪ સપ્ટેંબર ૧૮૮૧ નો મુંબઈથી મણિલાલે પોતાના પિતાને લખેલો પત્ર એ બાબતનો ઉલ્લેખ કરે છે. "સાઠોદરા નાગરબંધુ" "નાગર ઉદય" વગેરે મથાળાની પત્રિકાઓમાંની એકાદ મણિલાલે લખી હતી. એ વાત છૂપી રાખવાનો પ્રયત્ન તો ખૂબ કરેલો હતો પરંતુ તે જાહેર થઈ ગઈ, એટલે નડિયાદની નાતમાં મણિલાલ વિરુદ્ધ ખળભળાટ થયો. નભુભાઈએ એ વાતો સાંભળીને મણિલાલને ઠપકાનો કાગળ લખેલો હોવો જોઈએ. એમાં નાતબહાર મૂકવાની ધમકીઓ પણ લોકોમાં બોલાઈ હોવાનો સંભવ છે, વળી બીજીવાર લગ્ન કરવાનો વિચાર હોય તોપણ આવી "સુધારક" પ્રવૃત્તિ એની વિરુદ્ધમાં જશે એમ પણ નભુભાઈએ લખેલું હોવું જોઈએ. ઉત્તરમાં મણિલાલ બીજું લગ્ન કરવાની સાફ ના લખે છે અને પોતાના કૌટુમ્બિક જીવનની નિષ્ફળતાને પરિણામે થયેલા દુઃખનો ઉલ્લેખ કરે

લઈશું. મણિલાલનો પ્રયત્ન હિંદના ઐતિહાસિક અને સાંસ્કારિક સાતત્ય સાથે સુધારાને જોડવાનો હતો. એવા સંધાનની યુક્તિપ્રધાન તર્કપ્રતિષ્ઠિત વિચારણા આપવા મણિલાલે પ્રયત્ન કર્યો છે, જ્યારે દલપતરામનો સુધારાનો ખ્યાલ કેવળ સાવચેતીની દૃષ્ટિથી પ્રેરાયો હતો એમ લાગે છે. એક બાજૂ આપણો કેળવાયેલો એવો વર્ગ હતો જે પાશ્ચાત્ય સંસ્કારથી ઝંખવાઈ જઈને તેનું અનુકરણ કરવામાં દેશનો ઉદ્ધાર રહેલો છે એમ માનતો હતો, બીજી બાજૂ જડ રૂઢિની ગુલામીમાં અને તમોગુણમાં પડેલો જનતાનો મોટો ભાગ હતો. બન્નેની વચ્ચે આર્યસંસ્કૃતિનાં તત્ત્વો ઉપર સુધારો કરવાની વિચારણા રજૂ કરતો મણિલાલ આનંદશંકર વગેરેનો નાનો વર્ગ હતો. દલપતરામના અભિપ્રાયવાળા વર્ગ પાસે કશી સ્પષ્ટ વિચારણા કે નિર્ણય હતાં નહિ.

મણિલાલે સક્રિય સુધારો કરવાના પ્રયત્નો ન જેવા જ આચરેલા જણાય છે અને એમાં પણ પહેલી જ મુશ્કેલી આવતાં એમણે આખો પ્રયત્ન માંડી વાળ્યો હતો. એમણે જે વસ્તુ કહી હતી તે આજની નજરે લગભગ નજીવી ગણાય તેવી છે. ૨૪ સપ્ટેંબર ૧૮૮૧ નો મુંબઈથી મણિલાલે પોતાના પિતાને લખેલો પત્ર એ બાબતનો ઉલ્લેખ કરે છે. "સાઠોદરા નાગરબંધુ" "નાગર ઉદય" વગેરે મથાળાની પત્રિકાઓમાંની એકાદ મણિલાલે લખી હતી. એ વાત છૂપી રાખવાને પ્રયત્ન તો ખૂબ કરેલો હતો પરંતુ તે જાહેર થઈ ગઈ, એટલે નડિયાદની નાતમાં મણિલાલ વિરુદ્ધ ખળભળાટ થયો. નભુભાઈએ એ વાતો સાંભળીને મણિલાલને ઠપકાનો કાગળ લખેલો હોવો જોઈએ. એમાં નાતબહાર મૂકવાની ધમકીઓ પણ લોકોમાં બોલાઈ હોવાનો સંભવ છે, વળી બીજીવાર લગ્ન કરવાનો વિચાર હોય તોપણ આવી "સુધારક" પ્રવૃત્તિ એની વિરુદ્ધમાં જશે એમ પણ નભુભાઈએ લખેલું હોવું જોઈએ. ઉત્તરમાં મણિલાલ બીજું લગ્ન કરવાની સાફ ના લખે છે અને પોતાના કૌટુમ્બિક જીવનની નિષ્ફળતાને પરિણામે થયેલા દુઃખનો ઉલ્લેખ કરે,

છે, એટલું જ નહિ પણ ક્ષણિક વૈરાગ્યવૃત્તિથી પ્રેરાઈને નન્નુભાઈને પણ દુઃખી ન થવાનો બોધ આપે છે. મણિલાલની સક્રિય સુધારકવૃત્તિ કેટલી નિર્મળ હતી તેનો ખ્યાલ પણ એ પત્ર આપે છે. અઠંગ સુધારક જ્યાં નાતની ખોટી આજ્ઞાનો પડકાર કરત ત્યાં મણિલાલ "નાત મોટી છે" કહી તેના "તાબેદાર" થવાનું વચન આપે છે. મણિલાલનો સુધારો આર્યદર્શન અનુસાર તત્ત્વને રજૂ કરવામાં સમાયો હતો. એ રીતે વિચારના સ્પષ્ટીકરણમાં એમનાં લખાણોએ સારો ભાગ ભજવ્યો હતો.

( જુઓ મ. ચ. સામગ્રી, હપ્તો ૩. )

## ૫. પિતા અને પુત્ર

**આગલાં** પ્રકરણોમાં (૧, ૨) આપણે જોઈ ગયા છીએ કે નભુભાઈનો પુત્રને શરૂઆતથી જ "અભ્યાસ બંધ કરવાનો આગ્રહ" હતો. ગમે તેમ 'મોટો થતાં સુધી સ્કૂલમાં રાખી ધંધે વળગાડવાનો" એમનો વિચાર હતો. વળી શાક લેવા, દક્ષિણા લેવા પણ એ પુત્ર જતો ન'હ. જ્યારે મણિલાલને સ્કોલરશિપ મળી ત્યારે લોભી નભુભાઈને થયું કે ભણતરમાં પણ પૈસા મળે એમ છે, એટલે કોલેજના શિક્ષણ પર્યંત સ્કોલરશિપ ઉપરાંત જે ખર્ચ આવતો તે એમણે ત્રણ વર્ષ વેઠયો.

મુંબઇની નોકરી એ સુકાળના જમાનામાં પણ સારી ગણાય એવી હતી. અને મુંબઇની નોકરીના પગારમાંથી બધી બચત રકમ મણિલાલ નડિયાદ નભુભાઈને મોકલાવી આપતા. (જુઓ પરિશિષ્ટ.) વળી રકમ ઉપરાંત ઘર રંગવાનો સામાન, કપડાં, એમ જુદી જુદી વસ્તુઓ ઉપરાંત સોનું અને મોતી પણ નભુભાઈ મંગાવતા. પોતાની પાસે કશી રકમ પોતે રાખતા નથી એમ લખવા છતાં નભુભાઈ દબાણ કરવાનું ચૂકતા નહિ. પરિણામે મણિલાલને સ્પષ્ટ અવગણના કરવી પડી અને તે છતાં 'કહેતા રો તો કોઈકના ઉપાડીને મોકલીએ" એવી દરખાસ્ત પણ સભ્યતામાં રહીને કરેલી. પરંતુ લોભી અને સ્વાર્થી, સંકુચિતવૃત્તિવાળા પિતાને મણિલાલ' સાથે પહેલેથી બનતું ન હતું તેમા વખત જતાં વધારે ને વધારે વિક્ષેપ પડતો ગયો. એમાં મણિલાલની સ્ત્રી વિશે ચાલતા વેવાઈઓ વચ્ચેના ઝઘડામાં પણ મણિલાલ અગત્યનું પાત્ર હતા. એમના પિતા પોતે પિતા છે એ કારણે ઘણીવાર મણિલાલને પૂછ્યા વિના જ સામાજિક રૂઢિ પ્રમાણે પોતાની મરજી પ્રમાણે કે આજુબાજુના દબાણ પ્રમાણે મણિલાલની

સ્ત્રીને ઘેર લાવતા, કે પિયેર મોકલતા. આ વિશે પત્રોમાં મણિલાલ કડવી ફરિયાદો કરે છે. જ્યારે જ્યારે વેવાઈવાળા (અંબાલાલ રવિશંકર અને પત્ની) ન માને ત્યારે ત્યારે નભુભાઈ મણિલાલને ઝઘડામાં નાંખતા અને પોતાનું ''ધાર્યું'' મણિલાલ મારફત કરાવવા મથતા. સન ૧૮૮૨ના એપ્રિલમાં આ પ્રમાણે ઝઘડો થયો ત્યારે મણિલાલની સ્ત્રીને પિયેરથી જોરજુલમ કરીને સાસરે એટલે નભુભાઈને ઘેર લાવવા માટે મણિલાલને બોલાવવામાં આવ્યા હતા, પણ મણિલાલ ગયા નહિ અને પિતાને "તમારે તો કારભાર કરવા જોઈએ છીએ એમ જણાવ્યું. વળી નભુભાઈ વારેવારે પૈસાની માગણી કર્યા કરતા તેના જવાબમાં "પાઈ પણ પાસે રાખતો નથી" એમ જણાવેલું છતાં કશી અસર થઈ ન હતી, અને છતાં મણિલાલને મુંબઈમાં જ્યારે માંદગી આવી ત્યારે એમના પિતા કે મા બેમાંથી કોઈ મુંબઈ ગયું નહિ. નભુભાઈને મણિલાલે લખેલું કે રસકપૂર (પારાનું ઔષધ) ખાવાનું છે એના ઉત્તરમાં નભુભાઈએ જણાવેલું કે હું આવું પછી દવા લેવાનું રાખજે; છતાં મુંબઈ ગયેલા જ નહિ. એ બાબત પણ જયારે મણિલાલે પોતાને આરામ થઈ ગયા પછી જણાવ્યું ત્યારે તેં મને કયાં આગ્રહ કરીને બોલાવ્યો હતો એવું બહાનું નભુભાઈએ કાઢેલું અને મણિલાલે એનો પણ ઉત્તર આપ્યો કે એવા આગ્રહ "પરભાર્યાને હોય. માબાપનો તો જીવ ઝાલ્યો રહે નહિ."—ટૂંકામાં મણિલાલ પાસેથી પૈસા લેવા સિવાય નભુભાઈને કોઈ સંબંધ હોય એમ જણાતું નથી. એક પ્રસંગ નોંધવા જેવો છે જેથી તે વખતની પેઢીના એ થરમાં સંકુચિતતા કેટલી હદ સુધી હતી તેનો ખ્યાલ આવે. નડિયાદથી કેટલાક લોકો ગોદાવરી જાત્રા કરવા જવાના હતા તેમણે મણિલાલ મુંબઈ હોવાથી એમના મહેમાન થવાની મરજી બતાવી, એટલે નભુભાઈએ મણિલાલને પત્ર લખીને મહેમાનગીરીનું ખર્ચ ન કરવું પડે એટલા માટે મુંબઈથી નડિયાદ આવતા રહેવાની સૂચના કરી હતી! મણિલાલે એ દરખાસ્તનો ઇન્કાર કર્યો અને એવો ખર્ચ

કરવામાં ડરવા કરતાં મહેમાનગીરી કરવી એ જ વધારે સારું છે એમ જણાવ્યું એ પેઢીના માનસનો ભેદ આપણને અહીં જોવા મળે છે.

મુંબઈની નોકરી દરમ્યાન મણિલાલને થયેલા વ્યાધિના હુમલાનો ઉલ્લેખ પણ અહીં કરી લેવો ઠીક છે. 'વિદ્યાર્થીઅવસ્થામાં જ બિચારા મણિલાલ કુસોબતના ભોગ થઈ પડીને ૧૮૭૭માં ઉપદંશથી પીડાય છે પણ, નડિયાદમાં હાઈસ્કૂલના અભ્યાસ દરમ્યાન એ વ્યાધિ મટી ગયો; પણ મુંબઈ કૉલેજના પ્રથમ વર્ષના બીજા સત્રમાં કુસોબતને પરિણામે જ પાછો એનો એ વ્યાધિ થયો અને દવા કરવાથી મટ્યો. ત્યારપછી એક વર્ષ સારી સ્થિતિમાં પસાર થયું અને પછી બી. એ.ના ત્રીજા સત્રમાં ફરીને "ચસકો થઈ આવ્યો" અને પાછો ઉપદંશનો વ્યાધિ થયો. એ મટ્યો, કે મટ્યો એમ દેખાયું તે જાણી શકાતું નથી. ૧૮૮૦માં નડિયાદમાં નોકરી હતી ત્યારે ઘણો જ સખત તાવનો હુમલો થયો હતો જેમાંથી બચવાની આશા પણ ઓછી હતી. તે મટ્યો અને મુંબઈ નોકરી મળી. તે દરમ્યાન એટલે ૧૮૮૨માં શરીરના જુદા જુદા ભાગોમાં ગાંઠા પડવા માંડ્યા. અને તેમાં પગ પર વધારે પ્રમાણમાં, ૧૮૮૩ના ઑગસ્ટમાં જમણા પગનાં આંગળાં વચ્ચે એ ગાંઠાઓ પાક્યા અને ઘારાં પડ્યાં. આ વખતે મટતાં ચારેક મહિના લાગ્યા અને રસકપૂર લેવું પડ્યું. પણ આ એનો છેલ્લો હુમલો ન હતો; એ વ્યાધિ જાણે પૂરેપૂરો મટ્યો જ ન હોય, એમ લાગે છે. લોહીમાં એની અસર બધો વખત હાજર જ રહેલી હશે, કારણ કે ભાવનગરમાં મણિલાલ પર એનો ઘણો ભારે હુમલો થયો હતો.

## ૬. પ્રેમ અને અંગત મંડળ

"**મારી** જિંદગીની મુખ્ય શોધ કોઈ શુદ્ધ પ્રેમસ્થાન મેળવવા તરફ હતી. તેવુ સ્થાન સ્ત્રી મળે, ને તે વળી પોતાની પરણેલી હોય તો ઘણું શ્રેષ્ઠ એમ હું માનતો. પણ વ્યર્થ! સ્ત્રીના અભાવે કોઈ પુરુષની સાથે ખરો પ્રેમ બંધાય તો તે પણ મને ઇષ્ટ હતો. આ જ કારણથી હું મિત્રોની વ્યવસ્થા વારંવાર કર્યે જતો, અને બને તેટલી રીતે મારા મિત્રો મારા પર એકપ્રેમ રાખે એવો પ્રયત્ન આચરતો. પ્રેમનું સ્વરૂપ હું એક પ્રકારનો આનંદમય તથા પોતાપણું ભૂલી, પારકામાં તન્મય થવાય એવો અભેદ માનતો. મારું વય સમજવાળું થયા પછી હું કોઈ કોઈ સ્ત્રીઓના સંબંધમાં આવ્યો હોઈશ, તે પણ આવી શોધના ઇરાદાથી, વિષયવાસનાથી નહિ. પણ સ્ત્રી–પુરુષ ઉભયપક્ષે મને મારી ઇચ્છા મુજબ ફળ મળ્યું નહિ, એ પ્રેમ અંતે વિરાગરૂપે પરિણામ પામ્યો." (વસંત ૧.૨૯, અં. ૭)

"ધર્મ અને પ્રેમ બે મારાં માનસિક ચિંતવન હતાં ને તેની પાછળ હું ભમતો. મારા વિચારોની પરંપરામાં મેં પ્રેમ અને મોક્ષ (ધર્મ) એકરૂપ ગોઠવી કાઢયા હતા."

"હું શંકર વેદાંતનો ભક્ત છતાં પ્રેમ બ્રહ્મ ઉભયનું મહદૈક્ય માનતો." (વસંત વ. ૩૦, અં ૮)

૨૮ વર્ષની ઉમરે મણિલાલે ઉપર પ્રમાણે પોતાનો પ્રેમનો આદર્શ વ્યક્ત કર્યો છે. એ આદર્શ સિદ્ધ કરવામાં મણિલાલ નિષ્ફળ ગયેલા એ પણ એમને પોતાને લાગેલું. એનાં કારણો? માનવજીવનની કેટલીક શું ઘણી ઘટનાઓ આમ સામાન્ય દેખાય, પણ એના કારણો બહુ જટિલ, એટલાં અટવાયેલાં અટપટાં હોય છે કે આખરે બધાં સાચાં કારણો પોતે જાણ્યાં છે એમ હિંમતથી કહેવું મુશ્કેલ છે.

ઉદાહરણ તરીકે મણિલાલ પોતે કેવલાદ્વૈત મત અને પ્રેમ વચ્ચે તાર્કિક સંવાદ કે મેળ કરવો મુશ્કેલ છે એટલું તો જોઈ શકે છે, કારણ કે પ્રેમના અનુભવ માટે દ્વૈત કેવળ આવશ્યક છે; અને છતાં એવો મેળ તેઓ મેળવી શકયા એમ સ્વીકારે છે. વળી ભાવના અને વ્યવહારજીવનની શુષ્ક ભૂમિકા વચ્ચે પણ કેટલો ભેદ રહે છે? અહીં મણિલાલ નોંધે છે કે પોતાની શોધ વ્યર્થ ગઈ છે, છતાં ત્યારપછીના જીવનમાં પણ આવા સંબંધો કરવાના પ્રયત્નો એમણે કરેલા, એટલું જ નહિ પરંતુ એમાં કામવાસનાનું તત્ત્વ ગેરહાજર હતું એવું મુદ્દલે નથી. આ વસ્તુ પણ મણિલાલ પોતે મણિ મહેતીના સંબંધ વિશે નોંધે છે: "આટલો કાળ અનુભવેલો પ્રેમાનંદ—ના, ના, વિષયાનંદ જ તે પણ કેમ વિસરે?" એટલે આ જટિલ પ્રશ્નમાં આપણે ઘણી શક્તિઓ એકી વખતે કાર્ય કરતી જોઈ શકીએ છીએ. એક બાજૂ વારસામાં મળેલ કોઈ શારીરિક ગુણને લઈને જાતીયતા જ કદાચ એમના જીવનમાં વધારે પ્રમાણમાં અને વધારે બળવાન હશે એમ લાગે છે, તેમાં પોષક તત્ત્વ તરીકે કુસોબત મળી અને શરીરમાં વ્યાધિનો પ્રવેશ થયો. એ વ્યાધિ એવો છે કે વાસનાને વધારે ઉત્તેજે. આમાં કોઈ પરમ પ્રેમસ્થાનની શોધ ઉદાત્ત તત્ત્વ તરીકે ભળે છે. ઘડીમાં કાવ્યના—પ્રેમકાવ્યના ઉદ્‌ગારો કઢાવે છે, તો ઘડીમાં ઉદાસીનતાના અને વિરાગની વૃત્તિરૂપે જ્ઞાનના ઉધામા કરાવે છે. જે સ્વાર્થત્યાગની મણિલાલ પોતાના પ્રેમપાત્રમાં માગણી કરે છે અને જેની ખામી પોતે તુર્ત જોઈ શકે છે તે પોતાનામાં કેટલે અંશે છે, યા તો છે કે નહિ તે જોવા જેટલી આ વિષયમાં એમની તટસ્થતા પણ ઘણાં વર્ષો સુધી કેળવાયેલી જણાતી નથી. અને પોતાપણું ભૂલી પારકામાં તન્મય થવા માટે અને અભેદ અનુભવવા માટે પોતાના 'અહં'ને જ 'ક્રોસ' પર ચડાવવાનું અતિ ઉત્કટ અને વિરલા સાધી શકે એવું કાર્ય સાધવાનો એમને વિચાર પણ આવ્યો હોય એમ જણાતું નથી. એવા પ્રેમની શરૂઆત કોઈ વ્યક્તિના સંબંધથી થાય તોપણ એ

વ્યક્તિને-"વ્યક્તિને" એટલે કે વ્યક્તિની ક્ષર મર્યાદાઓને-વટાવી ગયા વગર ભાગ્યેજ રહી શકે છે, કારણ કે "પારકામાં તન્મય થવું" એટલે પારકામાં રહેલા દિવ્યાંશ જોડે તન્મય થવું એમ જ હોઈ શકે. નહિ તો સામી વ્યક્તિ બાહ્ય સ્વરૂપે તો હોય છે માનવ, એટલે અપૂર્ણતા અને અશુદ્ધિઓ, કામનાંના ઊભરા, વાસનાની ઝંઝાઓ, અંધ અને ઉદ્દામ આવેગો, સ્વાર્થ, અહંતા, લાગણી, વગેરેવાળી જ એ હોવાની. એમાંની કોઈ વસ્તુ સાથે તન્મયતા કરવી એટલે તો પોતે અજ્ઞાન સાથે એકતા કરવી, અજ્ઞાન સાથે અભેદ કરવો એમ જ થાય. પણ તો પછી એનું ફળ 'આનંદ' ને બદલે દુઃખ કે શોક આવે એ સહેલાઈથી સમજી શકાય તેવું છે આ મુશ્કેલીનું મૂળ માનવપ્રકૃતિના બંધારણમાં જ રહેલું હોવાથી માનવ જેની શોધમાં છે તે નિર્ભેળ, શુદ્ધ આનંદ એને જીવનના સામાન્ય સંબધોમાં મળી શકતો નથી. અને મણિલાલ પાસેથી એટલા બધા ઊંચા આદર્શના અનુસરણની આશા આપણે એટલા માટે રાખીએ કે એમણે તત્ત્વદર્શન વડે શાંકરવેદાન્ત પ્રમાણે પોતાનો આદર્શ ઘડવા પ્રયત્ન કર્યો હતો.] બાકી, મણિલાલ અહીં જેને પ્રેમ કહે છે તે ઘણુંખરું તો આસક્તિ અને પ્રાણનું આકર્ષણ 'જાતીય વાસના' પણ હોય છે. આસક્તિ અને પ્રેમ વચ્ચેનો ભેદ હજી ઘણાં માણસોના જાણવામાં પણ આવ્યો જણાતો નથી. આ સબંધનું સામાજિક અને કૌટુમ્બિક સ્વરૂપ પણ છે. 'સહજીવન, સહચાર અને સહધર્માચરણ" એવો કાંઈક રા. બ. ક. ઠાકોરે એક પત્રમાં એનો ઉલ્લેખ કર્યો હતો એમ યાદ છે. મણિલાલની પત્ની સાથેનો સંબંધ શરૂઆતથી જ એવો હતો કે એમાં બહુ બહુ તો સહજીવન-જાતીય-જીવન, અને તે જમાનામાં હતું એવું રૂઢ કૌટુમ્બિક જીવન જ એમને મળી શકે. એમાં પેલી "પોતાપણું ભૂલી પારકામાં તન્મય થવાની" શક્યતા નથી એમ નહિ; પણ એવી ભાવના કે એવો આદર્શ ઘણા થોડામાં હોય છે અને એના સાક્ષાત્કાર માટે બન્ને સરખાં સંસ્કારી

અને ભાવનાવાળાં હોવાં જોઈએ. અને એમ હોય ત્યારે પણ આપણા-માં "દૈવ" અને "પ્રારબ્ધ" કહે છે તેનો પણ એમાં નજીવો ભાગ નથી હોતો! વળી પરિણીત જીવનની બહારનો સ્ત્રીસહચાર કે સહજીવન આપણા સમાજમાં શકય તેમજ સ્વીકૃત નથી. એવી પરિસ્થિતિમાં મણિલાલ પોતાના આદર્શ પ્રેમસ્થાનની શોધમાં નિષ્ફળ જાય અને નિરાશ થાય એ સ્વાભાવિક છે. ટૂંકામાં, મણિલાલ પોતે આ બાબતમાં એક અંતરમાં વિભકત વ્યકિત હતા: એક ભાગ આદર્શની ઝંખના કરતો, અને બીજો પાર્થિવતાના ગુરુત્વાકર્ષણને વશ હતો. એ બેની રસાકસીમાં—ખેંચાખેંચમાં મણિલાલના જીવનની કરુણતા રહેલી છે, કારણ કે એનો ઉકેલ કે સમાધાન—એટલે કે સાચું સમાધાન—એ મેળવી શકયા ન હતા; ઉદાસીનતા. અને નિર્વેદ, કવચિત્ વિરાગ એ પોતાના તત્ત્વજ્ઞાનના અભ્યાસને આશ્રયે મેળવી શકયા લાગે છે.

## પત્ની જોડેનો સંબંધ

આગલાં પ્રકરણોમાં કહ્યું છે તેમ મણિલાલ કૉલેજમાં હતા ત્યારે એમની સ્ત્રીને સાસરે રહેવાને બોલાવવામાં આવી હતી. મણિલાલનું વય ૨૧, એમની પત્નીનું ૧૨ હતું. દશેરાને દિવસે આ ગૃહપ્રવેશનો, કે મધુરાત્રિ કહો તેનો દિવસ નકકી કરવામાં આવ્યો હતો તે દિવસે જમતી વખતે સાપ નીકળ્યો અને મણિલાલને એ ઘટના અપશુકન થઈ પડી તેનો ઉલ્લેખ કરેલો છે. જ્યારે મણિલાલ ફેલો નિમાયા ત્યારે વેકેશનમાં નડિયાદ રહેવાનું થયું ત્યારે એમની સ્ત્રીને સાસરે મોકલવામાં આવી, પણ મણિલાલનાં સાસુ બીજે દિવસે એને લેવા માટે આવ્યાં પરિણામે ઝઘડો થયો અને ત્રણ મહિના મહાલક્ષ્મી સાસરે રહી. પછી જ્યારે એને પિયેર મોકલવામા આવી ત્યારે સાસરિયાંઓએ એને મોકલવાની ના કહી અને વેવાઈઓ વચ્ચે ભારે વિખવાદ થયો, એટલે નભુભાઈએ મણિલાલને એમની સ્ત્રીનો કબજો મેળવવવા માટે નડિયાદ બોલાવ્યા! સદ્‌ભાગ્યે મણિલાલે આવવાંની અને એ પ્રમાણે

કરવાની સાફ ના પાડી. પછીથી નડિયાદ નોકરી દરમ્યાન કશો ખાસ બનાવ બે કુટુંબો વચ્ચે બન્યો લાગતો નથી. અને એમની સ્ત્રી એમની જોડે રહેતી હતી એ વિશે મણિલાલ નોંધે છે: "પણ આનંદ પડ્યો નહિ." મણિલાલને ૧૮૮૧ના માર્ચમાં મુંબઈની નોકરી મળી અને મે ૧૮૮૧માં એમની સ્ત્રી મુંબઈ હતી તે ઉપરથી લાગે છે કે નોકરી મળ્યા પછીથી જ એને મોકલવામાં આવી હશે. ૧૮૮૧ના મેના અંતમાં મણિલાલની પત્નીએ ધૂણવા માંડ્યું અને પોતાનામાં એક સગાનું સત્ત્વ પ્રવેશ કરે છે એમ જણાવ્યું. પાડોશી જોડેની વાત ઉપરથી માલૂમ પડ્યું કે ધૂણવાનું ફક્ત નડિયાદ નાસી જવાનું બહાનું હતું. શા માટે વારેવારે સાસરે રહેવાનું એને પસંદ ન હતું તે જાણી શકાતું નથી. ૧૮૮૨ કે ૮૩માં મણિલાલની પત્નીને એક પુત્ર થયો. અને ઘણુંખરું એના નડિયાદ ગયા પછી મણિલાલ ૧૮૮૨માં મણિ મહેતી* સાથે વધારે ગાઢ પરિચયમાં આવ્યા. આ મણિ એટલે નરભેરામ પ્રાણશંકર મુંબઈની પ્રાથમિક શાળામાં શિક્ષક હતા તેમની પત્ની. એનું મૂળ વતન અડાજણ, જિલ્લો સુરત. મણિ કન્યાશાળામાં નોકરી કરતી હતી. મણિલાલ લખે છે તેમ આ સંબંધ "ઘણો જ સુખકર હતો.—મારે ને તેને ધીમે ધીમે સ્નેહ બંધાયો. 'અચાનક આવડી ,આ શી લાગી કાળજડામાં લ્હાય?' એ કવિતા તેના મોહમાં જ મેં બનાવેલી. આ સ્ત્રી સાથે એવો સ્નેહ થયો કે આખા દિવસમાં બે ત્રણ કલાક અમે એને જોઈએ નહિ તો નિરાંત ન વળે. આનો સંબંધ ઘણુંખરું આશરે દોઢેક વર્ષ રહ્યો...આવો સંબંધ ચાલતો તે લોકોમાં ખૂબ ચવાયો, પણ તેમાં અમે માનસિક

---

* આ મણિબહેન—નરભેરામ પ્રાણશંકરની પત્ની—પ્રિયંવદામાં લેખો લખતા હતાં. કોઇ અભ્યાસી પ્રિયંવદાની જૂની ફાઈલમાથી એના લેખોનો અભ્યાસ કરે અને કાંઈક વિશેષ માહિતી મેળવી શકે તો મણિલાલની આ અદ્વિતીય પ્રેયસી વિશે વધુ જાણવાનું મળે, કારણ કે એના સિવાય બીજી સ્ત્રીઓના જે સંબંધો થયેલા જણાય છે તેમાં આના જેવું આદર્શનું અને રોમાન્સનું તત્ત્વ નથી.

વાય બીજું કાંઈ પણ કર્યું નહતું. મુંબઈ છોડવાના આખરના ત્રણ માસમાં આ સંબંધ ઘણો આનંદજનક થઈ પડયો. મને ને એ સ્ત્રીને અન્યોઅન્ય મળવાનો એવો છંદ પડયો કે હું ઘણુંખરું દરરોજ ૧૧ વાગ્યાથી ૩ વાગ્યા સુધી તેને ઘેર જ પડયો રહેતો, પણ વાતચીત વિના બીજું કાંઈ થતું નહિ. વિષયવાસનાની મને બિલકુલ પરવા ન હતી ...આમ હોવાથી મેં તો લોકની, મિત્રોની, દુનિયાની તમામ લાજ તજી.. વળી મેં બીજા બે ગૃહસ્થોને તેને ઘેર આવતા અને મારા જેવા જ કાંઈ સંબંધમાં મઝા કરતા જોયા...અરે! હું ઠગાયો! હવે પાછો તો સહજ ફરું, પણ ગયેલી આબરૂ વગેરે પાછાં ક્યાં મળે? તેમ આટલો કાળ અનુભવેલો પ્રેમાનંદ—ના, ના, વિષયાનંદ જ તે પણ કેમ વિસરે?...પ્રિય વાંચનાર, શું આ વાત જ નથી બતાવતી કે મનગમતી સ્ત્રી જો કોઈને પણ મળી હોય તો તે કદાપિ લંપટ, વ્યભિચારી, વ્યસની ન જ બને? અરે! એના જીવનમાં કોઈ અપ્રતિમ આનંદ આવે, તેની નસોમાં કોઈ નવું લોહી વહે...પણ મનને અનુકૂળ નહિ, એટલું જ નહિ પણ મનને પ્રતિકૂળ તથા કેવળ વિઘ્નસંતોષી સ્ત્રી મળવાને લીધે મારું પ્રેમમય દિલ સંસારમાં બેચાર સ્થળે આવા હિંચકા ખાતું માલૂમ પડે તો તેમાં હું કાંઈ દોષ દેખતો નથી; પણ વાંચનાર! તું તેમ ન માને તો દોષ માનીને પણ જરૂર મને ક્ષમા કરશે જ." મણિના પત્રો પરિશિષ્ટમાં મૂક્યા છે તે ઉપરથી સ્પષ્ટ થાય છે કે એ બાઈ સુશિક્ષિત હતી એટલું જ નહિ પણ સાહિત્યસર્જનની પણ શોખીન હતી. એ પણ કવિતાઓ બનાવતી. અને એના પત્રો પરથી જણાય છે કે બુદ્ધિમાન પણ હતી, ઘણી રીતે મણિલાલ જેવાની જીવનસખી થવાને યોગ્ય હતી. એણે પોતાના પત્રોમાં મણિલાલને જે ઉત્તરો આપ્યા છે તે પણ હિંમતવાળા, સ્વતંત્ર મનના પ્રેરાયેલા છે. ઉ. ત. મણિલાલ પોતાની આબરૂ જાળવવાની વાત કરે છે તેનો સચોટ રદિયો આપે છે, 'પુરુષ થઈ ફલાણું ને ઢીંકણું જોવા બધાં ઉપર મમતા

રાખો છો તો હું સ્ત્રી છું, મને કશાની દરકાર નહિ હોય?" વળી મણિલાલને પણ એ લખી શકે છે, "આખી દુનિયામાં પ્રેમના પ્રવાસી થઈ ફરો છો, 'પ્રેમ, પ્રેમ' એવું શીખવવાનું ગુરુપદ ધારણ કરો છો તો તમે પોતે કેટલા પ્રવીણ છો તે તો કહો!" ગંભીર લાગણી અને રમતિયાળ પ્રકૃતિનું મિશ્રણ એના પત્રમાંથી સ્પષ્ટ જોઈ શકાય છે, અને બુદ્ધિની તીવ્રતા તો ધ્યાન ખેંચે એટલી આગળ પડતી છે. આ પત્રો ખરું જોતાં ૧૮૮૫ના વર્ષમાં લખાયેલા છે, પણ જાણે મુંબઈના દોઢ વર્ષના સંબંધના અનુસંધાનમાં હોવાથી અહીં જ એમનો ઉલ્લેખ કરી લેવો ઉચિત લાગે છે.

પુરુષ મિત્રોમાં અંતરંગ સંબંધ મોહનલાલ પરસાદરાય, ચતુરભાઈ પટેલ, એ બે સાથે આ સમય દરમ્યાન હતો. છતાં મણિલાલ પોતાના આત્મવૃત્તાંતમાં (૧૮૮૭) એમનો અસંતોષ જાહેર કરે છે. વળી બીજા ખાનગી કાગળોમાં પણ એ બન્ને વિશે બહુ સારી લાગણી કે અભિપ્રાય જણાવ્યાં નથી. છોટુ અને સાંકળ શેઠ જોડે મણિલાલને શરૂઆતમાં સારો સંબંધ હશે, પણ એમાંના સાંકળ શેઠ વિશે તો મણિલાલ પોતાના પિતાને સાવચેત રહેવાને ચેતવણી પણ આપે છે. બાળાશંકર જોડે હજી સંબંધ પાછો ચાલુ થયો ન હતો. એટલે સ્ત્રીમિત્રો વિશે જેમ નિષ્ફળતા હતી તેવી જ પુરુષમિત્રો તરફથી પણ મણિલાલને મળી હતી અને એનાં કારણો એનાં એ હતાં. ફક્ત પુરુષ મિત્રો જોડે અંતરનો વ્યવહાર જતો રહે કે બદલાઈ જાય તોપણ ઉપચાર પૂરતો બાહ્ય સંબંધ હંમેશાં—જાગ્રત અને સંયમી માણસ હોય તો,—જાળવી શકાય છે. ખરેખરો સંતોષ મણિલાલને કોઈનાથી આ સમય દરમ્યાન થયો હોય તો મહુધાના દલાભાઈ તરફથી થયો હતો. મણિલાલ લખે છે, "એણે મારી ખરો મિત્ર બજાવે એવી સેવા બજાવી. તે ઘણો ગરીબ અને દેવાદાર તથા પૈસાની પૂરી ગરજવાળો માણસ છતાં તેણે કદાપિ ગારું કામ કરતાં દિલ ચોર્યું નથી કે પોતાના સ્વાર્થની સો વાતો બગડતી હશે તો

તે તરફ લક્ષ આપ્યું નથી. એ માણસ વચનનો એક હતો, વ્યવહારે ચોખ્ખો અને મળ્યાને માથું આપે તેવો હતો."

સાંકળચંદ અને છોટુ મણિલાલના સ્નેહનાં સ્થાન હતા. એ મૈત્રીના સંબંધમાં જ "ઉભરાય ઉમંગ તરંગ", "ભાનુ તપ્યો નભમાં", "ઊઠ, હઠ અમલ સૂર", "આનંદ રેલ" વગેરે કાવ્યો લખાયેલાં છે. મુંબાઈમાં થયેલા નવા મિત્રોમાં નડિયાદના ગોપાળદાસ ઉર્ફે નાનાસાહેબ દેસાઈ ગણી શકાય. એમણે અભ્યાસ કરવા માટે આવ્યા ત્યારે મણિલાલના ઘર પાસેજ ઘર ભાડે રાખ્યું હતું. ત્રિભોવનદાસ કલ્યાણદાસ ગજ્જરનો સંબંધ મુંબઈની કોલેજમાં ગજ્જર વિદ્યાર્થી અને મણિલાલ ફેલો હતા ત્યારથી શરૂ થયેલો; પણ એને મણિલાલના અંતરંગ સંબંધમાં ન ગણાય. ગજ્જર આગ્રહી પ્રકૃતિના હતા અને મણિલાલ ઓછા આગ્રહી ન હતા. તેમાં "સ્ત્રી નામે જ તમામ સદ્ગુણ કલ્પીને" મણિલાલને એમની પત્નીના સંબંધ વિશે સૂચના કરતા. વિઠ્ઠલરાવ પાંડુરંગ મ્હાત્રે નામના એક દાક્તર ધર્મ વિશેના અભ્યાસમાં અને સાધુ–સંન્યાસીઓને મળવા કરવામાં મણિલાલના મિત્ર હતા. વધારામાં કેશવ હર્ષદ ધ્રુવ, યૂસફઅલી જમાદાર, ભૂપતરામ દયાળજી, છગનલાલ હરિલાલ પંડ્યા, છગનલાલ લલ્લુભાઈ, તુલસીદાસ લક્ષ્મીદાસ, પણ એમના મિત્રોમાં ગણાય. ભાવનગરના અનંતરાય નાયજીનો સંબંધ પણ તેઓ થિયોસોફિસ્ટ હોવાથી થયો હરિલાલ હર્ષદરાય ધ્રુવ સાથે પણ મણિલાલને સંબંધ હતો; પણ પાછળથી તે તૂટ્યો એ બાબત મણિલાલ જણાવે છે કે મનઃસુખરામે કોઈ એલએલ. બી. પાસ થયેલો મિત્ર કચ્છ જવા ખુશી હોય તો તેમને જણાવવા કહેલું. કચ્છની એજન્સીમાં વકીલાત કરવાની છૂટ હતી અને મનઃસુખરામને કાંઈક ખબર આપતા રહેવાની હતી તે બદલ માસિક રૂ. ૪૦૦)નો પગાર મળે એમ હતું. વળી મનઃસુખરામે એમ જણાવ્યું હતું કે કચ્છમાં તે વખતે જે ગરબડ ચાલતી હતી તે પતી ગયેથી કચ્છના રાજ્યમાં પણ સારી નોકરીની

વ્યવસ્થા એવા મિત્ર માટે થઈ શકે તેમ હતું. મણિલાલે આ વાત હરિલાલ ધ્રુવને જણાવી અને સ્પષ્ટ સમજાવ્યું કે કામ જોખમકારક છે માટે ધ્યાનમાં આવે તો લેજો. આના જવાબમાં હરિલાલ ધ્રુવે ઘણો અપમાન ભરેલો કાગળ લખ્યો. મણિલાલે પણ આવેશમાં આવીને "સામું તેવું જ પત્ર લખી વાળ્યું" ત્યારથી એમનો સંબંધ તૂટી ગયો.

# ૭. મુંબઈથી ભાવનગર

## ૨૨મી જુલાઈ ૧૮૮૫ થી ૧૧મી ફેબ્રુઆરી ૧૮૮૯

ઈ. સ. ૧૮૮૪ની આખરમાં પોતાની નોકરીમાં કે પગારમાં ખાસ સુધારો કે પ્રગતિ નહિ થાય એમ મણિલાલને લાગવા માંડ્યું. ખર્ચ જોતાં વધારે કમાવાની જરૂર પણ લાગતી હતી; અને નભુભાઈની માગણી સદાની ઊભી હતી. આ માનસિક વ્યગ્રતાનો ઉકેલ લાવનારી બે નોકરીની શક્યતાઓ ૧૮૮૪ની આખરમાં જ મણિલાલ આગળ રજૂ થઈ: વડોદરા રાજ્યમાં અથવા તો ભાવનગરમાં નવી ઊઘડતી સામળદાસ કૉલેજમાં. મણિલાલે બન્ને જગ્યાએ પ્રયત્ન કર્યો અને એમાંથી જે વધુ આર્થિક લાભ આપે એવી અને પોતાને અનુકૂળ આવે એવી હોય તેનો સ્વીકાર કરવાનો વિચાર રાખ્યો. ઘણુંખરું ૧૬મી નવેમ્બર ૧૮૮૪માં એમને મહારાજા સયાજીરાવની મુલાકાત કરવા માટેનું નિમંત્રણ મળ્યું. તે મુલાકાતમાં મહારાજા સાહેબે એમનાં ભણતર ડિગ્રી ઉમર વગેરે વિશે પૂછપરછ કરીને ક્યા ખાતામાં કામ કરવું મણિલાલને અનુકૂળ આવશે એ પણ પૂછ્યું હતું, જેના જવાબમાં પોતાને શિક્ષણનું કાર્ય તથા સાહિત્યસેવા વધારે પસંદ છે એમ મણિલાલે જણાવેલું. દરમ્યાન અનંતરાય નાથજી અને ગોપાળદાસ દેસાઈ જેવાની લાગવગને લઈને જ્યારે ભાવનગરની સામળદાસ કૉલેજમાં સંસ્કૃતના અધ્યાપકની જગ્યાનું લગભગ નક્કી થયું ત્યારે મણિલાલે વડોદરા રાજ્યને પુછાવ્યું કે પોતાને બીજે નોકરી મળે છે પણ વડોદરામાં વધારે સારી શરતો મળતી હોય તો તેઓ પોતાનો નિશ્ચય ફેરવે. ૧૪મી ડિસેમ્બર ૧૮૮૪ના પત્રમાં ક્યું કામ તમને પસંદ છે અને પગાર શો લેશો?–વગેરે બાબતો વડોદરા તરફથી પૂછવામાં

આવી. એના ઉત્તરમાં ભાવનગરની નોકરીની શરતો જણાવી મણિલાલે તેના કરતાં વધુ સારી શરતોની માગણી કરી. એનો જવાબ "અમને પછીથી જરૂર હશે તો બોલાવીશું" એવા પ્રકારનો મળ્યો. એટલે મણિલાલે મુંબઈ સરકાર પાસેથી નોકરી ઉછીની લેવાની ગોઠવણ કરાવીને ભાવનગરની નોકરી સ્વીકારી.

સામળદાસ કૉલેજ ૧૮૮૫ની જાન્યુઆરીની પહેલી તારીખે દાદાભાઈ નવરોજીને હાથે ખુલ્લી મુકાઈ હતી અને મણિલાલની નિમણૂક ૨૨મી જાન્યુઆરીથી સંસ્કૃતના અધ્યાપક તરીકે રૂ. ૨૦૦) ના પગારથી કરવામાં આવી હતી. મણિલાલ મુંબઈથી તા. ૧૯ મી જાન્યુઆરીએ ભાવનગર જવા માટે નીકળ્યા એ વિશે ગયા પ્રકરણમાં ઉલ્લેખ થયેલો છે.

આ નોકરીનો કુલ્લે ચાર વર્ષનો સમય મણિલાલે સુખમાં ગાળ્યો હોય એમ સમગ્ર રીતે જોતાં લાગતું નથી. અને એ આખા સમયમાંથી કુલ્લે દોઢ કે બે વર્ષની કામગીરી એમણે કૉલેજને આપી હોય એમ લાગે છે. બાકીનો વખત બે વાર થઈ આવેલી જીવલેણ માંદગી ભોગવવામાં અને એના ઉપચારમાં ગયો લાગે છે. આ સમય મુંબઈની નોકરી જેટલો સુખદ ન હતો તોપણ સાહિત્યપ્રવૃત્તિમાં મંદ નીવડ્યો નથી એ વસ્તુ મણિલાલની માનસિક ક્રિયા શારીરિક સ્વાસ્થ્યથી કેટલી સ્વતંત્ર હતી તેનો કાંઈક ખ્યાલ આપે છે એટલે મણિલાલની કીર્તિમાં તો આ સમય દરમ્યાન પણ વધારો જ થતો રહ્યો.

સંસ્કૃતના અધ્યાપક તરીકે મણિલાલ હિંદમાં અને હિંદ બહાર પણ જાણીતા થયા અને તે આટલા ટૂંકા સમયમાં આટલા થોડા કાર્યથી એ એમને માટે ગૌરવ લેવા જેવું બેશક ગણાય. એમની સાથેના અધ્યાપકોમાંના કેટલાક તે સમયના પંકાયેલા માણસો હતા: મુંબઈ યુનિવર્સિટીમાં ઘણાં વર્ષો સુધી રજિસ્ટ્રાર તરીકે રહેલા ફરદુનજી દસ્તૂર ગણિતના, જમશેદજી માસ્તર ભૌતિકશાસ્ત્રના, એંટી ઇતિહાસના અધ્યાપક હતા. ગનિયન નામના કેંબ્રિજના સ્નાતક પ્રિન્સિપાલ હતા.

કોલેજના કાર્યનો ખ્યાલ મણિલાલના શબ્દોમાં આ પ્રમાણે છેઃ— "કોલેજમાં પ્રથમ વર્ષ તો ફક્ત પ્રિવિયસ ક્લાસ જ હતો. તેનું કામ એક કલાક દરરોજ આવતું તે ઠીક ચાલતું અને મારા પ્રતિપક્ષીઓની એવી ઘણી ગપો ચાલેલી કે મને પ્રોફેસર બનાવ્યો છે પણ મને કાંઈ આવડતું નથી, અને તે જ વિચાર મારા વિદ્યાર્થીઓના મનમાં કાંઈક ઠસેલો એટલે મારે ને તેમને પૂરું બનતું નહિ. પણ છએક માસમાં ઘણી સારી વ્યવસ્થા થઈ.....એ વર્ષ વીત્યું તેમાં આખર પરીક્ષામાં પણ મારા વિદ્યાર્થીઓ ૧૮ માંથી ૧૨ પાસ થયા તેથી મને સંતોષ થયો. બીજે વર્ષ પ્રથમ બી એ.નો વર્ગ પણ થયો. એમાં જે કામ કરવાનું હતું તે ઘણા ઊંચા પ્રકારનું હોવાથી મારા મનને અનુકૂળ હતું. અને તે વર્ગ ભણાવતાં આખી કોલેજના વિદ્યાર્થીઓને અને મારે હતો તે સ્નેહ રૂઢ થયો...એ વર્ષ આખર પરીક્ષામાંથી પ્રિવિયસમાં ૨૩ અને ફર્સ્ટ બી એ.માં ૫, તેમાંથી કોઈ સંસ્કૃતમાં નપાસ ન થયું. ...અને પરિણામે એમ કહેવાવા લાગ્યું કે એક ગણિતના પ્રોફેસર અને સંસ્કૃતના પ્રોફેસર એ બે જ આખી કોલેજનું નાક છે—"

મણિલાલ અધ્યાપક હતા ત્યારે એમની પાસે ભણેલાઓમાં સર લલ્લુભાઈ સામળદાસ, બ. ક. ઠાકોર, માનશંકર પીતાંબરદાસ મહેતા, ચંદ્રવિદ્યાનંદ પંડ્યા, નારણદાસ ગાંધી, જીવણરામ લક્ષ્મીરામ દવે (જસ્ટિસ) તથા સાંભળવા પ્રમાણે મહાત્મા ગાંધી પણ હતા. સન ૧૮૮૬ અને ૧૮૮૭માં મણિલાલ મુંબઈ યુનિવર્સિટીમાં પ્રિવિયસ ફર્સ્ટ બી. એ. અને બી.એ.માં સંસ્કૃતના પરીક્ષક નિમાયા. વળી પંજાબ યુનિવર્સિટીમાં પણ બી એ. અને એમ.એ.ના સંસ્કૃતના પરીક્ષક આ વર્ષો દરમ્યાન નિમાયા હતા. આ પૂર્વે અને આ પછી પણ ઘણાં વર્ષો સુધી સંસ્કૃત ભાષાના પરીક્ષકપણાનો ઇજારો દક્ષિણીઓનો હતો એ પરીક્ષકોની નામાવલી જોતાં જણાઈ આવે તેવું છે; એટલે સંસ્કૃત પરીક્ષક તરીકે પહેલા ગુજરાતી હોવાનું માન જેવું તેવું ન ગણાય. સ્વ. શ્રીધર ભાંડારકર જોડે મણિલાલ પરીક્ષક નિમાયા

એમાં તે સમયના ગુજરાતીઓ ગર્વ લે એ સ્વાભાવિક છે. મણિલાલના સંસ્કૃત ક્લાસો વિદ્યાર્થીઓમાં લોકપ્રિય હતા અને કૉલેજના પ્રિન્સિપાલ પ્રિ. ગનિયન એમના સંસ્કૃત ક્લાસમાં આવીને બેસતા. વળી, મણિલાલને માંદગીને કારણે વારેવારે રજા લેવી પડતી હોવાથી પ્રિ. ગનિયન અને એમની વચ્ચે બોલાચાલી થઈ હતી તોપણ એમને બદલે બીજા અધ્યાપકની નિમણૂકની દરખાસ્ત આવી ત્યારે ગનિયને મણિલાલને માટે ઘણો સારો રિપોર્ટ કર્યો હતો અને દરખાસ્ત પર વિચાર કરેલો.

ભાવનગરના રહેવાસ દરમ્યાન 'નારીપ્રતિષ્ઠા' લખાયેલું હતું તે 'હિંદુ લગ્નનો કાયદો' બહેરામજી મલબારીએ મુંબઈની ધારાસભામાં આણ્યો હતો તેનો વિરોધ કરીને જાહેર જનતાને કેળવવા માટે મણિલાલે પ્રકટ કર્યું. સામાજિક સુધારા કાયદાની મદદથી દાખલ કરવાના મણિલાલ વિરોધી હતા. અંગ્રેજીમાં "Imitation of Shankar", "તર્ક અને કૌમુદી"ની ટીકા આ સમયમાં લખાયાં. ગુજરાત વર્નાક્યુલર સોસાયટીને ડિડક્ટિવ લૉજિક રૂ ૨૫૦) માટે લખી આપ્યું. ૧૮૮૮ના સપ્ટેમ્બરથી શરૂ થઈ ૧૮૮૯ના જાન્યુઆરીમાં "સિદ્ધાંતસાર" પૂરું થયું અને મે ૧૮૮૯માં છપાયું. ૧૮૮૫ના ઑગસ્ટથી "પ્રિયંવદા" માસિક શરૂ કર્યું. એનું વાર્ષિક લવાજમ રૂપિયો એક હતું! અને મણિલાલ ૧૮૮૭માં નોંધે છે કે એમાં પોતાને રૂ. ૧૦૦ નું નુકસાન ગયું છે.

ભાવનગરના જીવન વિશે મણિલાલ નોંધે છેઃ—"ખાનગીમાં મુખ્ય વાત તો કૉલેજમાં આપવાના ભાષણ માટે તૈયાર થવાના અભ્યાસની રહેતી તે સિવાયના વખતમાં મેં શાસ્ત્રી ભાનુશંકરને અભ્યાસ વધારવા માટે રાખ્યા હતા તેમની પાસે પરિભાષેન્દુશેખર, સિદ્ધાંતકૌમુદી, મહાભાષ્યનું અવલોકન કરતો, નૈષ્કર્મ્યસિદ્ધિ, અદ્વૈતસિદ્ધિ વગેરે વેદાંતના ગ્રંથો પણ વાંચતો. 'તર્કકૌમુદી' ડૉ. પિટર્સને મુમ્બે સંસ્કૃત સિરીઝ માટે તૈયાર કરવા આપેલો તે લખીને મોકલાવ્યો."

એ ગ્રંથ ખોવાયો, પણ બીજી નકલ ઉપરથી તે ફરીથી લખતાં ઘણા સુધારા વધારા થયા. ઈ. સ. ૧૮૮૬માં એ છપાયો. "વાક્યસુધા"નું ભાષાંતર થિયોસૉફિસ્ટમાં છપાયું. "અપરોક્ષાનુભૂતિ" નું ભાષાંતર તૈયાર કર્યું, અને તુકારામ તાત્યાએ ભગવદ્‌ગીતા છપાવી તેની પ્રસ્તાવના મણિલાલે લખી. "રાજયોગ" (Rajayoga) નામનું પુસ્તક અંગ્રેજીમાં પ્રકટ થયું ૧૮૮૫માં. એની સમાલોચના છેક ૧૮૮૭માં ૧૨મી મેના 'ગુજરાતી'માં આવી. થિયોસોફીમાં તથા યુરોપ અને અમેરિકામાં એ પુસ્તકને સારો સત્કાર મળ્યો. એ ગ્રંથને લઈને ડૉ. બ્યૂલરનુ ઓળખાણ થયું. એડ્વિન આર્નોલ્ડ હિંદની મુસાફરી કરતો ભાવનગર ગયા ત્યારે મણિલાલને મળીને ઘણા પ્રસન્ન થય હતા. ૧૮૮૬માં વિયેનામાં મળેલી ઓરિયેન્ટલ કૉન્ગ્રેસમાં પંડિત ભગવાનલાલને મંત્રીઓ તરફથી નિમંત્રણ મળ્યું. પણ તેઓ જવાને તૈયાર ન હતા તેથી ડૉ. બ્યૂલરે કાઠિયાવાડમાં પોલિટિકલ એજન્ટને અને ભાવનગરના દીવાનને લખી જણાવ્યું કે મણિલાલને મોકલવાની વ્યવસ્થા થાય તો સારું. પણ પોલિટિકલ એજન્ટની જોડેની મુલાકાતમાં જ મણિલાલની જવાની શક્યતા ઊડી ગઈ. આખરે ડૉ. ભાંડારકરને મોકલવામાં આવ્યા. આમ થયું તે એક લેખે ઠીક થયું, કારણ કે મણિલાલ નોંધે છે કે "કૉન્ગ્રેસ મળવાનો દિવસ તે જ વખતે બરાબર બોલી પણ ન શકાય એવો સખ્ત મારો મંદવાડ."

ભાવનગરની નોકરીના સમયમાં એક બે સામાજિક અને કૉલેજની બહારની ગણાય એવી પ્રવૃત્તિઓમા પણ મણિલાલ ભાગ લેતા હતા. એલ્ફિન્સ્ટન કૉલેજમાં અભ્યાસ કરનારા ભાવનગરના વિદ્યાર્થીઓનું એક મંડળ સ્થપાયું હતું તેમાં મણિલાલ જોડાયા અને મુંબઈ યુનિવર્સિટીની પરીક્ષાઓમાં ગુજરાતી ભાષાનો વિષય દાખલ કરવા માટે ઠરાવ કરીને મોકલ્યો. વળી નાગરોનું પણ એક 'મિત્રમંડળ' વખતોવખત મળ્યું હતું જેમાં નાતની ઉન્નતિની ચર્ચા થતી હતી. તેમાં મણિલાલનું સ્થાન માનભર્યું હતું એમ લાગે છે. ભાવનગરમાં રહેવાની

વ્યવસ્થા ગામ બહાર રાણિકામાં પ્રભાશંકર જટાશંકર નામના નાગર ગૃહસ્થને ત્યાં થઈ હતી. ત્યારપછીથી ગામમાં નાગરવાડામાં મણિલાલ રહેવા ગયા હતા. એ સમય દરમ્યાન મણિલાલનાં મા, એમના ભાઈ, પત્ની અને પુત્ર એમની સાથે રહેતાં હતાં. દરેક રજામાં મણિલાલ નડિયાદ કે મુંબઈ જતા હતા એમ લાગે છે. વિદ્યાર્થીઓમાં મણિલાલ લોકપ્રિય હતા. અને ખાસ કરીને સંસ્કૃતના વિદ્યાર્થીઓ ઉપર તેઓ વિશેષ મમતા રાખતા.

કુટુંબજીવનમાં અને ખાનગી સંબંધોમાં નોંધવા લાયક એટલું જણાય છે કે મુંબઈમાં શરૂ થયેલ પ્રેમનો વ્યવહાર પત્રદ્વારા મણિબહેન સાથે ૧૮૮૫માં તો ચાલુ હતો. ત્યારપછી એ પત્રવ્યવહાર કે પ્રેમનો વ્યવહાર બીજી રીતે ચાલુ રહ્યો હોય તો એ વ્યવહારની નિશાનીઓ જણાતી નથી. છેક ૧૮૯૩માં મણિબહેન બહુ જ મુશ્કેલીમાં આવેલી અને એણે મણિલાલની મદદ માગી હતી. તેનો જવાબ મણિલાલે લખેલો તે મળ્યો છે. બાકીનાં સગાંમાં પત્ની પ્રત્યે અસંતોષ અને ઝઘડો ચાલુ રહ્યા લાગે છે. ૪–૬–૧૮૮૮ ના એક પત્રમાં પત્નીને પોતાના નડિયાદના ઘરમાં ન રાખવાની સૂચના કરે છે. પિતા નભુભાઈ સાથે તો કડવાશ વધતી ગઈ હોય એમ લાગે છે. "પેટની આશાએ જેમ કાચનું વાસણ સાચવીને બેસી રહ્યા હોઈએ તેમ સાચવીને (મણિલાલની માંદગીમાં) બેસી રહ્યા છીએ" એમ નભુભાઈ એક પત્રમાં જણાવે છે. મણિલાલ પણ ૧૮૮૮ની સાલમાં "અક્કલ ગયાની નિશાની છે." 'ડહાપણવાળા કાગળો લખો છો." "નીચ બુદ્ધિ" છે, વગેરે વાક્યો પોતાના પત્રોમાં વાપરે છે, આમ એ સંબંધ તો વધુ બગડ્યો લાગે છે. મિત્રોમાં પણ ઘણુંખરું ચતુરભાઈ પટેલને પોતાની ભાવનગરની પહેલી માંદગી વખતે બોલાવ્યા તે આવેલા નહિ તથા સાંકળચંદ જોડે પણ ઊંચું મન થયું હતું. આમ કુટુંબ અને અંગત સંબંધો વિશે નિષ્ફળના જેવું જ નોંધવાનું રહે છે.

સન ૧૮૮૫ના નવેમ્બરમાં મણિલાલને પગને ઢીંચણે, ડાબા

હાથને કાંડે અને ડાબા હાથની કોણીએ ગૂમડાં થયાં અને તે ફાટે એવાં હતાં, પણ ડિસેમ્બરમાં જાણે એ દર્દ મટયું એમ લાગ્યું; પણ ડિસેમ્બરની આખરમાં ભાવનગરમાં ઉપદંશના આ મહા રોગનો પહેલો સખત હુમલો થયો અને મણિલાલને ૧૮૮૭ ના પહેલા બે માસ રજા લેવી પડી. દર્દ એવું હતું કે ખાવાનું પેટમાં ઊતરતું નહિ, એટલે મુખ્યત્વે બરફ અને દૂધનો ખોરાક લેવાની ફરજ પડતી. આ સ્થિતિમાં પણ મણિલાલ દસથી બાર કલાક વાચન કરતા. ૧૮૮૭ના ઑક્ટોબરમાં કૃત્રિમ તાળવું મુંબઈ જઈને મુકાવ્યું છતાં-મણિલાલનો અવાજ ગૂંગણા જેવો નીકળતો. વળી ઑપરેશનથી આ દર્દ પૂરેપૂરું મટયું પણ ન હતું, અને ૧૮૮૮ ના માર્ચમાં તો ખૂબ સખત દુખાવો ગળામાં થયો અને વ્યાધિનો બીજો હુમલો થયો. મણિલાલ કૉલેજમાં પોતાનું કાર્ય કરી શકે એવી સ્થિતિ રહી નહિ તેથી કરીને ૧૮૮૯ ના પહેલા સત્રમાં એમણે રાજીનામું આપી દીધું અને રાજકોટમાં વૈદ બાવાભાઈ અવિચળદાસ પાસે એમણે ત્રણ ચાર મહિના સુધી દવા કરાવી. એનાથી તાળવું કુદરતી રીતે સંધાયું, પ્લેટ મૂકવાની જરૂર રહી નહિ પહેલાં બિલકુલ બોલાતું નહતું તેને બદલે સમજી શકાય તેવું અનુનાસિક ઉચ્ચારણ કરી શકતા. સન ૧૮૮૯ ના આરંભમાં મણિલાલે ભાવનગર હમેશને માટે છોડયું.

# ૮. શિથિલ સાહિત્યપ્રવૃત્તિ

## ૧૮૮૯ થી ૧૮૯૩

**રાજકોટમાં** રહી બાવાભાઈ વૈદ્યની દવા કરવાથી મણિલાલનો મહારોગ મટ્યો ત્યાર પછીનાં બેત્રણ વર્ષનો સિલસિલાબંધ અહેવાલ જાણવા મળતો નથી. મોટે ભાગે આ વર્ષો મણિલાલે નડિયાદમાં જ ગાળ્યાં લાગે છે. એ વર્ષો દરમ્યાન કોઈ નિશ્ચિત સ્થળે મણિલાલે નોકરી કરી ન હતી, પરંતુ સાહિત્યની પ્રવૃત્તિ ચાલુ હતી. કચ્છ રાજ્ય, ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, વડોદરા જેવું પ્રગતિ કરનાર રાજ્ય વગેરે સ્થળેથી કાંઈ ને કાંઈ કાર્ય,–અનુવાદ વગેરેનું––મળતું હતું. ૧૮૮૮માં "સિદ્ધાંતસાર" શરૂ થયો હતો અને ૧૮૮૯ના મેમાં પ્રકટ થયો. અને "પ્રાણવિનિમય" ગુજરાતી ભાષામાં ગૂઢ શક્તિઓ વિશેનું કદાચ એકમાત્ર પુસ્તક, પ્રગટ થયું. ૧૮૯૦માં 'બાળવિલાસ" નામનો ટૂંકા નિબંધોનો સંગ્રહ શાળાઓમાં નીતિ અને ધર્મને લગતું સામાન્ય શિક્ષણ આપવાના હેતુથી પ્રકટ કર્યો. એ પુસ્તક વડોદરા રાજ્યની કન્યાશાળાઓમાં પાઠ્યપુસ્તક તરીકે મંજૂર કરવાનું હતું. પરંતુ રા. બ. હરગોવિંદદાસ કાંટાવાળા વિદ્યાધિકારી હતા તેમણે બહુ અઘરું ગણીને શાળાઓ માટે એને નાલાયક ગણ્યું. આ મુદ્દા પર શરૂ થયેલો મતભેદ આગળ ઝઘડાના રૂપમાં પરિણમ્યો તે આગળ જોઈશું. કચ્છ રાજ્ય તરફથી એટલે કે રા. મનઃસુખરામ સૂર્યરામની લાગવગથી, મણિલાલને બેત્રણ પુસ્તકો અનુવાદ વેતન તરીકે કરવા માટે મળ્યાં. જેના વેતન તરીકે રૂા. ૧૨૦૦ એમને મળ્યા હતા.* આમ જુદી જુદી સાહિત્ય-

* ૧. વાક્‌પાટવ અને ૨. શિક્ષણ અને સ્વશિક્ષણ

પ્રવૃત્તિઓ ઉપર જ મણિલાલે પોતાનો નિર્વાહ કર્યો લાગે છે. ૧૮૯૪માં ભાવનગરના દીવાન ગગા ઓઝાનું જીવનચરિત્ર લખવાનું કાર્ય પણ એમના પુત્ર વજલભાઈ તરફથી મળ્યું એ મનઃસુખરામની લાગવગને આભારી હતું. પરંતુ મણિલાલે આ ચરિત્ર લખવાનો આરંભ ઘણો મોડો કર્યો લાગે છે.

ઈ. સ ૧૮૯૦માં મણિલાલે નડિયાદની થિયોસોફિકલ સોસાયટીના અંતરંગ વિભાગ તરીકે "આધ્યાત્મ–મંડળ" શરૂ કર્યું. 'સુદર્શન' પણ ૧૮૯૦ના ઓકટોબરમાં 'પ્રિયંવદા'ને ઠેકાણે આ સમયમાં જ શરૂ થયું. અધ્યાત્મમંડળમાં મેમ્બરો થતા, અને જેઓને અંતરના વિકાસમાં રસ હોય તેવા લોકો એમાં જોડાતા. એ સભ્યો વખતોવખત મળવાનું રાખતા અને પોતપોતાને નડતી આંતરિક મુશ્કેલીઓ વિશે પત્રવ્યવહાર પણ કરતા. મણિલાલ આ પ્રવૃત્તિનું કેન્દ્ર હોવાથી એવો પત્રવ્યવહાર એમને કરવાનો આવતો અને મુશ્કેલીઓના ઉકેલ પણ એ કરતા હતા. આ મંડળમાંના કેટલાક સભાસદોએ મણિલાલને ગુરુ થવાને આગ્રહ કર્યો લાગે છે તેનો મણિલાલે ઇન્કાર કર્યો. આ નિર્ણયથી મણિલાલ એક મોટી ભૂલ કરતા બચી ગયા એવુ એમના હિતૈષી મિત્રોને લાગ્યું હતું. અને આપણને પણ મણિલાલનો એ નિર્ણય સાચો લાગે છે.

૧૮૯૧–૯૨માં મણિલાલે ખેડા જિલ્લાના કોંગ્રેસ સર્કલના વ્યવસ્થાપક તરીકે કામ કર્યું લાગે છે; અર્થાત્, હિંદની મહાસભાની પ્રવૃત્તિમાં મણિલાલે સક્રિય ભાગ લીધો હતો ૧૮૯૧ થી ૧૮૯૪ સુધી ખેડા જિલ્લાની સ્ટેન્ડિંગ કોંગ્રેસ કમિટીના મણિલાલ સેક્રેટરી હતા એવું કેટલાક પત્રવ્યવહાર ઉપરથી લાગે છે.

૧૮૯૩માં મળનારી પાર્લામેન્ટ ઓફ રિલિજિયન્સ માટે–સર્વધર્મપરિષદ માટે–મણિલાલે Monism or Adwaitism નામનો નિબંધ તૈયાર કરીને મોકલ્યો તે એ સંસ્થાના રિપોર્ટમાં છપાયો છે.

આમ લેખનકાર્ય ઉપરાંત થિયોસોફી, અધ્યાત્મમંડળ, મહાસભા વગેરે પ્રવૃત્તિઓ મણિલાલ ચલાવતા.

## મણિલાલ અને વડોદરા રાજ્યનો સંબંધ ૧૮૮૯ થી ૧૮૯૪

મહાવ્યાધિનો ભોગ થઈને મણિલાલને ભાવનગરની નોકરીમાંથી છૂટા થવાની ફરજ પડી એ કરુણ સંજોગને લઈને એમના હિતૈષી વડીલો મનઃસુખરામ, હરિદાસ વગેરે એમને બનતી મદદ કરવાને પ્રયાસો કરતા હતા. રીતસર નોકરી માટે મણિલાલની ઉમર વધારે થઈ ગઈ ગણાય એટલે પોતાની લાગવગથી મણિલાલને કાંઈક સાહિત્ય-પ્રવૃત્તિ અને તેને લઈને આર્થિક વેતન મળે એટલા માટે પ્રાચીન ગ્રંથોના અનુવાદો કરવાનું કામ એમને કચ્છ અને વડોદરા રાજ્ય તરફથી એમણે અપાવ્યું. એ વખતે પેટલાદના નાગર મણિભાઈ જશભાઈ વડોદરાના દીવાન હતા. અને તે પહેલાં તેઓ જ કચ્છના પણ દીવાન રહ્યા હતા. ભાષાંતરો છૂટક રીતે કરવાની શરૂઆત ૧૮૯૦થી થઈ તે ૧૮૯૨ના નવેમ્બર સુધી કામ ચાલ્યું. એ સમયમાં નીચે પ્રમાણે ગ્રંથોના અનુવાદો મણિલાલે નડિયાદ રહીને તૈયાર કર્યા. ૧. ઇતિહાસ: દ્વયાશ્રય, ચતુર્વિંશતિપ્રબંધ, વિક્રમચરિત્ર, તેર ઐતિહાસિક ગ્રંથોનો સાર; ૨. ન્યાય: તર્કપરિભાષા; ૩. વેદાંત: અનુભવપ્રદીપિકા, શ્રુતિસારસમુદ્ધરણ; ૪. યોગ: ગોરક્ષશતક; ૫. જૈનદર્શન: સમાધિશતક, ષડ્દર્શનસમુચ્ચય; ૬. સાહિત્ય: ભોજ-પ્રબંધ, બુદ્ધિસાગર; કુલ્લે બાર પુસ્તકો થાય છે. આ ઉપરાંત ૧૩. પાટણ જૈન ભંડારોની ફેરિસ્ત પણ તૈયાર કરી તેના વિશે ડૉ. પિટર્સને ઘણો સારો અભિપ્રાય આપ્યો હતો. વળી ૫૦ ગ્રન્થોની નકલ કરાવીને વડોદરે લાવવામાં આવી હતી.

પરંતુ આમ છૂટક કામ કરાવવાને બદલે રીતસર ખાતું ખોલીને એ કાર્ય કરાવી જોવું જોઈએ એમ લાગવાથી ૧૭–૧૧–૧૮૯૨ થી "સંસ્કૃત શોધખાતું" અખતરા તરીકે શરૂ કરવામાં આવ્યું અને

તેના ઉપરી તરીકે મણિલાલની નિમણૂક માસિક રૂ. ૩૫૦ બાબા-શાઈના (ભથ્થા સિવાય) પગારે ૨૦-૩-૧૮૯૩ સુધી કરવામાં આવી. આ ખાતું પ્રથમ પાંચ મહિના, પછી ત્રણ મહિના અને પછી બે બે મહિના એમ ટુકડે ટુકડે મંજૂરી મેળવીને બાર મહિના સુધી ચાલ્યું. ૩૦-૧૧-૧૮૯૩ થી ૧૮૯૪ સુધી મણિલાલે જે કામ કર્યું તે નીચે પ્રમાણે છેઃ—

ભાષાંતરમાં ૧. ઇતિહાસ : વસ્તુપાળચરિત, કુમારપાળચરિત, ૭ ઐતિહાસિક ગ્રંથોનો સાર, સમરાદિત્યચરિત (અધૂરું); ૨. જૈન : યોગબિંદુ (સટીક), અનેકાન્તવાદપ્રવેશ; ૩. ન્યાય : (શોધિત) તર્કપરિભાષા, ચાર ટીકા સાથે; ૪. સાહિત્યઃ છંદોનુશાસન (અપૂર્ણ થયું છે), અલંકાર-ચૂડામણિ, વૃત્તરત્નાકર ( જૈન ટીકા સાથે ), રસમંજરી (ટીકા સાથે) રુદ્ર કવિકૃત શૃંગારતિલક, પંચોપાખ્યાન (પ્રાચીન ગુજરાતી ભાષા સંવત ૧૬૪૮ની ભાષા), નૈષધ, (બે જૈન ટીકાઓ સાથે અપૂર્ણ.) ૫. જ્યોતિષ : જ્યોતિષ્કરંડ (ટીકા સાથે), ૬. જૈનતત્ત્વજ્ઞાન :—ષડ્દર્શન સમુચ્ચય (ટીકા સાથે );—આમ કુલ્લે ૧૬ ગ્રંથો થાય છે.

મણિલાલ આ વિશે પોતાની એક અરજીમં લખે છે કે "ટૂંકા ટૂંકા વખતની રજા મળવાથી ખરા ઉત્તમ ગ્રંથો હાથ લેવાની ઇચ્છા છે તે લેવાઈ શકાયા નથી. કેમકે તે ગ્રંથો પૂર્ણ થવાને લાંબો વખત જોઈએ." વળી ગુજરાતનો એક સારો ઇતિહાસ પણ પ્રાચીન પુસ્તકોનો ઉપયોગ કરીને લખી શકાય તેમ છે એમ મણિલાલને લાગ્યું હતું. જૈન ગ્રંથો, ફારસી, અરબ્બી, ચીનાઈ અને અંગ્રેજી ભાષાંતરો ભેગાં કરવામાં આવે તો ઈ. સ. પૂર્વે આશરે ૩૦૦-૪૦૦ વર્ષથી તે આજ પર્યંતનો ઇતિહાસ મળે. મણિલાલ લખે છે, "મેં જો કાંઈ વિશેષ કરી બતાવવુ ધાર્યું હોય તો તે આ ઇતિહાસ છે. ખંભાત, જેસલમેર, બીકાનેર વગેરે સ્થળોએ ઘણા ભંડારો છે તેની મુલાકાત લેતાં ઘણા ગ્રંથો જડી આવે" (૨૩-૧૧-૧૮૯૩).

આમ પહેલી નજરે જોતાં આ ૨૮ ગ્રંથો લખવાનું કામ ઓછું ન ગણાય. મણિલાલે અનુવાદક તરીકે કેટલું કામ કર્યું છે તેનો ખ્યાલ અહીં કરેલી નોંધ ઉપરથી આપણને આવે છે. અનુવાદોની સાહિત્યવિષયક યોગ્યતા વિશે આગળ અભ્યાસના પ્રકરણમાં કાંઈક પ્રાપ્ત થશે.

વડોદરા રાજ્યની નોકરી દરમ્યાન મણિલાલે મહેતાપોળમાં ઘર ભાડે રાખ્યું હતું અને વચમાં વચમાં કામને અંગે પાટણ જવાનું થતું. પણ વડોદરા રાજ્ય સાથેનો મણિલાલનો અંગત સંબંધ ખરું જોતાં રા. હ. ગો. કાંટાવાળા સાથેના ઝઘડાનો અને પરિણામે વડોદરા રાજ્યના અધિકારીઓ અને જુદાં જુદાં ખાતાંઓ વચ્ચેની ખેંચાખેંચ, લાગવગ, કાવાદાવા વગેરેનો ઇતિહાસ ગણી શકાય, કારણ કે સાહિત્યની લેખનપ્રવૃત્તિ ઉપરાંત મણિલાલનું મન આ ઝઘડામાં જ રોકાયેલું હોય એમ લાગે છે

એટલે એ "બાળવિલાસ"ના પ્રકરણનો અત્યારે ભુલાઈ ગયેલો ઇતિહાસ અહીં ટૂંકામાં આપવો ઉચિત છે. મણિલાલે 'બાળવિલાસ' નામનો ટૂંકા નિબંધોનો એક સંગ્રહ ગુજરાતી કન્યાશાળાઓમાં છોકરીઓને ધર્મ અને નીતિનું સામાન્ય શિક્ષણ ૫ માં, છઠ્ઠા અને સાતમા ધોરણમાં આપવા માટે ૧૮૯૦માં તૈયાર કર્યો. વડોદરા રાજ્યના કેળવણીખાતામાં એનો સ્વીકાર થવા માટે કમિટી આગળ એ સંગ્રહ રજૂ કર્યો. હકીકતમાં મણિલાલને એ પુસ્તક તૈયાર કરવાનું કામ સોંપવામાં આવ્યું હતું. પરંતુ દરેક પુસ્તક તૈયાર થયા પછી કમિટીએ પાસ કરવાનો નિયમ હોય છે. રા. કાંટાવાળા તે વખતે વિદ્યાધિકારી હતા અને પુસ્તકો પસંદ કરનારી કમિટીમાં પણ હતા એમણે મણિલાલના નિબંધોમાં સુધારા સૂચવ્યા. એમાં એમનો હેતુ એ નિબંધોની ભાષાને સરળ સાદી બનાવવાનો હતો જેથી છોકરીઓ તે સહેલાઈથી સમજી શકે.

મણિલાલને એમના કરેલા સુધારા સ્વીકારવા જેવા લાગ્યા નહિ, અને રા. કાંટાવાળાએ કરેલા સુધારા કેવા અર્થ વગરના હતા તે બતાવવા માટે એમણે "બાળવિલાસ"નું મૂળ લખાણ, અને રા. કાંટાવાળાના કરેલા સુધારાઓ વગેરે સાથે સાથે છપાવ્યા અને "ખાનગી પ્રચાર માટે" એવું મથાળું કરીને એક પત્રિકારૂપે ગુજરાતના સાક્ષરોને, દીવાન સાહેબને એમ જુદા જુદા પ્રતિષ્ઠિત માણસોને મોકલી આપી. એ પત્રિકા મારા જોવામાં આવી હતી. પણ દુર્ભાગ્યે સ્વ. રા. માધવલાલને નકલ કર્યા વિના પાછી આપી ત્યાર પછી તેનો પત્તો મળ્યો નથી. હજી પણ કદાચ માધવલાલનાં કાગળિયાંમાં કે વડોદરા રાજ્યની ૧૮૯૧–૯૪ સુધીની ફાઈલોમાં એની નકલ મળી આવવાનો સંભવ છે. એમાં પહેલા જ નિબંધમાં "સદ્ગુણ" શબ્દ છેકીને રા. કાંટાવાળાએ "સદાચાર" કરેલો મને યાદ છે. મણિલાલે બાજૂમાં ટીકા કરેલી કે રા. વિદ્યાધિકારી "સદ્ગુણ"માંથી સદાચાર જન્મે છે એટલું જાણતા નથી, જ્યાં સદ્ગુણ વપરાય ત્યાં સદાચાર ન આવે. બીજી એક જગ્યાએ રા. કાંટાવાળાએ કોઈ મોટી ભૂલ ગણાય એવો જ ભળતો સુધારો કરેલો જેના પર મણિલાલે "જ્યાં જુઓ ત્યાં રા. હરગોવિંદદાસ જ, હું, હું ને હું–અંધેરી નગરીનો ગર્ધવસેન, એ જ ધોરણ"–એવી મતલબની ટીકા કરેલી પણ મને યાદ છે. આ બધું ૧૮૯૧માં બન્યું.

૧૮૯૦–૯૧–૯૨માં મણિલાલને પાટણના જૈન ભંડારોમાંનાં પુસ્તકોના અનુવાદો તૈયાર કરવાનું કામ મળ્યું, એમાં પસંદ થયેલાં પુસ્તકોના અનુવાદો કરવાનું કામ "ઉધડ" કોન્ટ્રાકટથી ચાલતું હતું. આ મણિલાલના અનુવાદોની ભાષા વિશે પણ રા. કાંટાવાળાનો વિરોધ હતો. પછી ૧૮૯૩માં જ્યારે સંસ્કૃત શોધખાતાના ઉપરી તરીકે મણિલાલની રીતસરની નિમણુક વડોદરા રાજ્યમાં થઈ એટલે રા. કાંટાવાળા સાથે "બાળવિલાસ"નો જે ઝઘડો શરૂ થયો હતો તે

વધવાના પ્રસંગો ઊભા થતા ગયા. પ્રથમ તો મણિભાઈ જશભાઈ દીવાન અને મનઃસુખરામ ત્રિપાઠી વગેરે નાગરો એક નાગરને, ઉપરાંત કાંટાવાળા સાથે જેને ઝઘડો ચાલુ હતો એવાને નોકરીમાં લેતા હતા, એટલે રા. કાંટાવાળાએ તો પ્રસંગ મળતાં ખાતું રીતસર મંજૂર થયું નથી એવા મુદ્દા ઉપર પગાર આપવાની જ ના પાડી. એકવાર પગાર નહિ પણ એકલું ભથ્થું જ મળશે એમ જણાવ્યું! આ તકરારમાં નાયબ દીવાન આથલ્યે અને દીવાન મણિભાઈને વચમાં પાડીને પોતાના અધિકારની રૂઈએ ખાતું ચલાવવું પડ્યું. રા. કાંટાવાળાએ ખાતું ચલાવવા વિરુદ્ધ પોતાનો અભિપ્રાય આપી લાગવગ ચલાવી અને મણિલાલના સિપાઈને માટે બે આનાનું ભથ્થું મંજૂર કરવાની રા. કાંટાવાળાએ ના લખી. અને મણિલાલે પણ સામા પડીને એ બાબતનો આગ્રહ કરીને લાંબો પત્રવ્યવહાર કર્યો! તકરાર અંગત પણ મુદ્દો બન્ને બાજૂ સિદ્ધાંતનો આગળ થાય એ સ્વાભાવિક છે!

દરમ્યાન, 'અમદાવાદ ટાઈમ્સ' નામના પેપરમાં રા. કાંટાવાળા વિરુદ્ધ અને મણિભાઈ દીવાનની વિરુદ્ધ લેખો આવવા મંડ્યા. આ બાબતમાં મણિલાલના મિત્ર બાલાશંકરનો હાથ છે એવું જણાતાં મણિભાઈ દીવાને મણિલાલને વચમાં પડીને એ લખાણો બંધ કરાવવા માટે માગણી કરી. મણિલાલે એમાં દીવાનને મદદ કરી. સાથે સાથે 'સયાજીવિજય' અને અમદાવાદના "હિતેચ્છુ"માં મણિલાલની ગઝલોનું હાસ્યજનક અનુકરણ તથા મણિલાલ ઉપર હલકામાં હલકા આક્ષેપોવાળા લેખો આવતા હતા. વાતાવરણ આવું ઉગ્ર ચાલતું હતું તેવામાં 'સુદર્શન" માસિકમાં કાંટાવાળાનાં પુસ્તકોની "ગુજરાતના લેખકો"માં એમની શૈલીના પક્ષકારોની કડક સમાલોચના મણિલાલે કરી. કાંટાવાળા સુધારક અને મણિલાલ: અનુકરણિયા સુધારાના વિરોધી એથી પણ ઉગ્રતામાં વધારો થયો હોય તો નવાઈ નહિ. ૧૮૯૪માં મણિલાલે ન. ભો. દિવેટિયા, કેશવ હ. ધ્રુવ, મણિશંકર

રતનજી ભટ્ટ (કાન્ત), અને આનંદશંકર ધ્રુવ વગેરેને એક પરિપત્ર લખીને વડોદરા રાજ્ય તરફથી રા. કાંટાવાળાના સંપાદકપણા નીચે પ્રકટ થયેલ “પ્રાચીન કાવ્યમાળા”માં રા. કાંટાવાળાએ પ્રેમાનંદનાં જે નાટકો પ્રકટ કરેલાં તે ખરેખર પ્રેમાનંદના હોઈ શકે કે કેમ એ પ્રશ્ન ઉપસ્થિત કર્યો. ત્યાર પછી એટલું તો નિર્વિવાદ લાગે છે કે એ નાટકો પ્રેમાનંદના લખેલાં છે એમ સાબિત થઈ શકે તેમ નથી. આની જવાબદારી રા. કાંટાવાળાને શિર રહે છે. પણ આમ મામલો મમતે ચડયો અને મણિભાઈ જશભાઈ દીવાન હતા તોપણ તેમને કહેવું પડ્યું કે “વાણિયે કેસરિયાં કર્યાં છે, જોઈએ છીએ શું થનાર છે.” આ બાજૂ મણિલાલ એક પ્રકારના ધર્મસંકટમાં આવી પડ્યા. આમ તો રા. કાંટાવાળા જોડે જાહેરમાં લડી લઈ શકાય તેમ હતુ. એ માટે પોતે નોકરીનું રાજીનામું આપી દેવા માટે અને માનભેર વડોદરા રાજ્યમાંથી છૂટા થવા માટે મણિલાલે દીવાન સાહેબ પાસે વારેવારે માગણી રજૂ કરી, પણ એમને ઉપર ઉપરનું આશ્વાસન મળતું રહ્યું, એટલે છેવટે મણિલાલે પોતાને નોકરીમાં રખાવવા માટે સિફારસ કરનાર મનઃસુખરામ સૂર્યરામ અને હરિદાસ વિહારીદાસ દેસાઈ વડોદરે આવેલા ત્યારે રૂબરૂમાં પોતાની માગણી રજૂ કરી. પણ એ બન્નેએ એમને એવું પગલું ભરવાની ના કહી. બીજી બાજૂ દીવાન સાહેબ તરફથી પોતાની માગણીને કશો ઇન્સાફ મળતો ન લાગ્યો, છતાં મનઃસુખરામ વગેરેના મિત્ર મણિભાઈ દીવાન જેમણે એમને નોકરી આપેલી એમની વિરુદ્ધ અને એમની ઉપરવટ થઈને મહારાજા સાહેબને અરજી કરવી અને એમની આગળ પોતાની ફરિયાદો બહારોબહાર રજૂ કરવી એ પણ યોગ્ય ન લાગ્યું. આખરે રા. બા. કાંટાવાળાએ અમદાવાદ ટાઈમ્સમાં પ્રકટ થયેલું લખાણ પોતાની બદનક્ષી કરનારું છે એમ જણાવી એ લખાણ કરનારાઓમાં મણિલાલનું નામ સામેલ કરી એ પેપરની અને મણિલાલની સામે પણ દાવો માંડવાની રજા રાજ્ય પાસે માગી ત્યારે મણિલાલે દીવાન

મણિભાઈ જશભાઈ ને અને મહારાજા સયાજીરાવને એક મેમોરિયલ પોતાના તરફથી મોકલાવ્યું. "બાળવિલાસ"ની આ નાની જણાતી તકરારે આ પ્રમાણે અનેક પ્રકારે વધતાં અને પ્રબળ થતાં ય છેવટે ગંભીર રૂપ ધારણ કર્યું. મણિલાલ વડોદરા રાજ્યમાંથી છૂટા થયા એ તો એનું બહારનું એક જ પરિણામ હતું. ત્યાર પછી મનઃસુખરામ, હરિદાસ વગેરે સાથેનો મણિલાલનો સંબંધ પહેલાં જેવો રહ્યો નહિ, અને બીજી બાજૂએ બાલાશંકર અને મણિલાલ વધારે નજીક આવ્યા અને રા. કાંટાવાળા અને એમની વચ્ચે તો હમેશનું બિયાબારું થયું। આ આખો પ્રસંગ મણિલાલના સ્વભાવનું આગ્રહીપણું અને સ્વમાનની તીવ્ર લાગણીનું પણ એક ઉદાહરણ છે.

શૈલીના ઉપર શરૂ થયેલી આ ચર્ચા અને ઝઘડામાં રા. કાંટાવાળાનું દૃષ્ટિબિંદુ રજૂ કરવા માટે બહુ ઓછી સામગ્રી મારા હાથમાં આવી છે. કૌમુદીમાં ૧૯૩૧માં મેં એક લેખ રા. કાંટાવાળા જીવતા હતા ત્યારે "મણિલાલ અને હરગોવિંદદાસ" એવા મથાળા તળે લખ્યો હતો તે એ હેતુથી કે રા. કાંટાવાળા એમાં રજૂ થયેલા મુદ્દાઓ વિશે પોતાનું દૃષ્ટિબિંદુ રજૂ કરી શકે અને હકીકતની કોઈ ભૂલ હોય તો તેના પુરાવા આપીને સુધારી શકે. પણ મારો લેખ કૌમુદીમાં મોડો છપાયો અને રા. કાંટાવાળાનું અવસાન થયું એટલે એમનું જીવનચરિત્ર લખાયું હોય તો તેમાં આ બાબતનો ખુલાસો જોવા મળવાનો સંભવ છે.

તા. ૧૯-૩-૧૮૮૯ને રોજ રા. કાંટાવાળાએ કન્યાશાળામાં ચલાવવાના પુસ્તકના પાઠો કેવા હોવા જોઈએ તે વિશે એક પત્ર મણિલાલને લખ્યો. તેના જવાબમાં ૧૦-૪-૧૮૮૯નો મણિલાલનો ઉત્તર નીચે પ્રમાણે છેઃ—

"સાંસારિક ધર્મ, નીતિ, સામાન્ય ધર્મ એ વિષયો હું ખુશીથી લઈશ."

મને કાર્યવિરોધ ઘણો છે એ બધું આપ સૂચવો છો તે વિવેક માટે આભારી છું. પણ આવા દેશહિતના કાર્ય કરતાં કોઈપણ કાર્યને હું વધારે અગત્યનું ગણતો નથી. અર્થાત્, કોઈ અંશે પણ એમાં આ શરીર સહાયભૂત થઈ શકે એટલી જ વાતમાં કૃતાર્થતા માનું છું.

"આપણો સંસાર કેવી રીતે ઉદ્ધરે એ સંબંધી અનેક નિશ્ચયો કરવા મને જે પ્રસંગો મળેલા છે તેમાંથી એક નિશ્ચય જે થયો છે તે એ જ કે હાલમાં છેક શાળાથી માંડીને કોલેજ સુધી અપાતી કેળવણીના ધોરણમાં સમૂળ ફેરફાર જ્યાંસુધી થશે નહિ અને ખાસ કરીને સ્ત્રી–શિક્ષણ સંબંધી કેવળ નવીન પદ્ધતિ ધર્મના સિદ્ધાંતના આધારે રચાશે નહિ ત્યાંસુધી આપણને કશો લાભ થનાર નથી.

"આટલા સારૂ કોઈ એક ધોરણ–સિદ્ધાંતો અને ભાષા સંબંધી-કમિટીએ નક્કી કરવું જોઈએ. તે તે ધોરણે જે જે વિદ્વાન જે જે લખવાનું માથે લે તેને સોંપી તે પ્રમાણે પોતાનું લખાણ દોરવવાની (!) તેને વિનંતિ કરવી જોઈએ."

આ પ્રમાણે પાઠો લખવાનું કામ થઈ ગયું લાગે છે તે દરમ્યાન ૧૮૯૧ના જૂન મહિનામાં રા. કાંટાવાળા મણિલાલને એક પત્રમાં આ પ્રમાણે લખે છેઃ—

"I have the highest regard for you. I would be the last person to trifle with your abilities as a known scholar. I regard you as a friend and as such I know my duties well enough. They will be done as far as my official capacities will allow. If I became a severe and minute critic as regards the style of your lessons it was with the best of motives"—"તમારે માટે મને ઘણું જ માન છે. એક પ્રખ્યાત વિદ્વાન તરીકેની તમારી શક્તિઓની હું કદી અવગણના કરું જ નહિ. હું તમને એક મિત્ર તરીકે ગણું છું અને તમારા પ્રત્યે મારી શી ફરજો છે તે હું સમજું છું. એક અધિકારી

તરીકેની મારી સ્થિતિમાં રહીને બજાવી શકાય તેમ હશે તેટલે સુધી હું તે ફરજો અદા કરીશ. તમારા પાઠોની શૈલીનો કડક અને ઝીણું જોનાર ટીકાકાર હું બન્યો તેમાં મારા હેતુઓ બિલકુલ સાફ અને ઉત્તમ જ હતા." (જૂન ૧૮૯૧)

ત્યાર પછી ૭-૧૧-૧૮૯૧ના એક પત્રમાં લખે છે:-"જ્યાં એવા શબ્દ રાખવા પડે ત્યાં તેના અર્થ કિંવા વ્યાખ્યા આપવાં જોઈએ. એમ કરવામાં આપનું ઉપહાસ્ય થનાર નથી. સામાન્ય વાંચનાર માટે છે એ વાત ખાસ લક્ષમાં લેવાની છે. પારિભાષિક સિવાય બીજા પણ ઘણા શબ્દો વપરાયા છે જેને માટે સાદા શબ્દો વાપરી શકાય. મેં ચિહ્ન કર્યાં છે તે શબ્દો ફેરવવા જ એમ મારું કહેવું નથી. અને પારિભાષિક શબ્દો બાબત મેં આપને પ્રથમથી જ લખેલું છે."

પુસ્તક લખાયા પછી મુંબઈ ઇલાકાના સરકારી કેળવણી ખાતાને મોકલવામાં આવ્યું અને એની કન્યાશાળાના પાઠ્યપુસ્તક તરીકેની યોગ્યતા વિશે મણિલાલે અભિપ્રાય માગેલો. રા. બા. કમળાશંકર ત્રિવેદી તે વખતે સરકારી કેળવણી ખાતામાં હતા તેમનો અભિપ્રાય "બાળવિલાસ" કન્યાશાળાની છોકરીઓ માટે ઘણું ઊંચું છે એવો આવ્યો હતો. આ મુદ્દો રા. કાંટાવાળાના અભિપ્રાયની તરફેણમાં જાય છે. પરંતુ ગુજરાતી ભાષાનો અભ્યાસ કરનાર વિદ્યાર્થીઓ માટે 'બાળવિલાસ' ઉપલા ધોરણમાં એટલે કે ૧૪-૧૫ વર્ષની ઉમરના વિદ્યાર્થીઓ માટે કદાચ ઉપયોગી થઈ શકે. પણ આ મુદ્દો તે વખતે કોઈએ વિચારેલો લાગતો નથી.

મણિલાલ પોતે આ પ્રશ્નને કેવળ શૈલીનો જ પ્રશ્ન ગણતા હતા- પાઠ્યપુસ્તક મંજૂર થવાનો પ્રશ્ન એમને મન ગૌણ હતો એમ લાગે છે. એના સમર્થનમાં ૨૧ ઑક્ટોબર ૧૮૯૯માં એમણે મહારાજા સયાજીરાવને જે અરજી કરી તેમાં રજૂ કરેલા મુદ્દાઓ જોવા જેવા છે.

× × ×

"The personal aspect of the matter I am not very anxious about, and if I may be permitted to take the liberty, without appearing in any way immodest are ungrateful, I may at once assure your Highness I would not mind if this letter would be the last I need write as your H's humble servant.

"Your H. had been kind enough to negotiate the Director's place with me at the end of 1884; in 1890 ill health compelled me to give up that job (Bhavnagar).

"The question of Gujrati-style is beset with peculiar difficulties; and the advance of thought in these twenty years (before the beginning o which period Mr. Hargovinddas had unfortunately eft school and taken to service and fixed opinions) has increased the difficulties a thousand-fold. Personal opinions are certainly out of question in such matter and until we arrive at certain general principles, authority will continue to back opinion however worthless it may be. The force of these remarks will appear itself to your H in the pages on the Balvilas which accompany. I am only desirous to show that the liberality with which your H. spends lacs on literary works every year would render itself really useful in advancing Vernacular literature if your H. would take up these burning questions of the day. And as between Mr. H. and myself as representatives of two opposing principles I shall always be ready to stand by the principles I have taught and followed these 15 years and more. What does literature mean? It does not mean words,

—easy words, as it certainly does not mean volumes of worthless writing or strokes of beautiful hand-writing. Literature, as your H. well knows means "Thought", proper thought expressed in proper language; "proper", meaning, "suitable to those who can reach that thought and with it of course that language." Thought never follows language, but language follows thought.

"Your H. certainly does not mean by "higher-Education" simply works of tales and narratives which can be couched in the easiest style, but works which would give matter for thought, set people "thinking." Every thought has its own peculiar language and Philosophy, Poetry, Chemistry, Grammar, Rhetoric and History can certainly never use the same language. And what I say in defence of my style in general applies, mutalis mutandis, to my translations, also in particular. This principle of expressing all shades of thought into fitting language has been a cause of giving offence to the Director. If every man's under-standing or not understanding a particular writing were the test of its works, "literature" as such would be impossible. And yet his is what the Director seems to maintain. Poverty of thought is called easy language, inability to understand regarded as the writers' inability to explain.

* * * *

"The Director does not wish to face these questions in the spirit I have put them, and wants simply to pass his own imperfect opinions for gospel truth in

matters where more competent judges are available at this moment. He is welcome to his opinions whatever they be, but when he wants to crush the principle of advanced style and advanced educational method, and that too not by open criticism, not by public discussion, but by undeserved attacks on personal interests. I feel myself bound to make these explanations."

"આ તકરારની જે અંગત બાજૂ છે તે વિશે હું બહુ ઉત્સુક નથી અને હું એ છૂટ લઈ શકું તો અસભ્ય કે કૃતઘ્ની થયા વિના હું આપ સાહેબને ખાત્રી આપવા માગું છું કે આ વિષય પરત્વે આ મારો પત્ર આપના સેવક તરીકેનો છેલ્લો પત્ર બને તોપણ મને વાંધો નથી.

× × ×

"આપ સાહેબે ૧૮૮૪ ની સાલના અંતમાં મારી સાથે વિદ્યાધિકારીની જગ્યા માટે વાતચીત કરવાની મહેરબાની કરી હતી... ૧૮૯૦માં માંદગીને કારણે મારે ભાવનગરની નોકરી મૂકી દેવી પડી."

× × ×

"ગુજરાતી શૈલીનો પ્રશ્ન ખાસ પ્રકારની મુશ્કેલીઓથી ભરેલો છે; અને છેલ્લાં વીસ વર્ષમાં વિચારની જે પ્રગતિ થઈ છે તેનાથી એ મુશ્કેલી હજારગણી વધી ગઈ છે. (આ કાલના આરંભ પહેલાં જ રા હ કાંટાવાળાએ નિશાળ છોડીને નોકરી લીધી હતી અને પોતાના અંગત નિશ્ચય અને અભિપ્રાયોમાં પણ સ્થિર થઈ ગયા હતા.) આવી બાબતોમાં અંગત અભિપ્રાયો ખચીત અપ્રસ્તુત છે, અને જ્યાંસુધી આપણે અમુક સામાન્ય સિદ્ધાંત તારવીએ નહિ ત્યાંસુધી અધિકારનો ઉપયોગ કરનારાઓ તો તદ્દન નકામા અભિપ્રાયોને પણ ટેકો આપવાનું ચાલુ રાખશે. મારી આ ટીકામાં રહેલું સત્ય આપ નામદાર "બાળવિલાસ" ના જે પાનાંઓ આ અરજીમાં શામેલ કર્યાં છે તે વાંચીને બરાબર સમજી શકશો. હું આપ નામદારને એ બતાવવા માગું

છું કે જે ઉદારતાથી આપ લાખો રૂપિયા સાહિત્યનાં પુસ્તકો પ્રકટ કરવામાં ખર્ચો છો તેનાથી માતૃભાષાના સાહિત્યની ખરેખરી ઉન્નતિમાં ઉપયોગી ફાળો ત્યારે અપાશે જ્યારે આપ નામદાર આ સાહિત્યના ક્ષેત્રમાં સળગતા પ્રશ્નો હાથ પર લેશો. અને બે પરસ્પર વિરોધી સિદ્ધાંતના પ્રતિનિધિઓ તરીકે મારી અને રા. કાંટાવાળાની વચ્ચે જે સિદ્ધાંતભેદ છે તેમાં, મેં પોતે છેલ્લાં ૧૫ વર્ષથી જે સિદ્ધાંતોનો ઉપદેશ કર્યો છે અને જેમને હું અનુસર્યો છું તેમને વફાદાર રહેવાને હું તૈયાર છું. "સાહિત્ય" નો અર્થ શો થાય છે? સાહિત્યનો અર્થ શબ્દો—સહેલા શબ્દો, એવો થતો નથી, તેમ કશા ગુણ વગરના લખાણના ઢગલાને, કે સારા મરોડવાળા અક્ષરોને પણ સાહિત્ય નહિ કહેવાય. આપ નામદાર જાણો છો કે સાહિત્ય એટલે વિચાર, એને ઉપયુક્ત ભાષામાં વ્યક્ત થયેલો વિશિષ્ટ વિચાર; "ઉપયુક્ત" ભાષા એટલે કે એ વિચારને, અને તેની સાથે અલબત્ત એ ભાષાને પણ પહોંચી શકે એવા લોકોને માટે અનુકૂળ. વિચાર ભાષાની પાછળ જતો નથી, પણ ભાષા વિચારની પાછળ ચાલી આવે છે."

"આપ નામદાર "ઉચ્ચતર પ્રકારની કેળવણી" આપવાનું કહો છો ત્યારે જરૂર, વાર્તાઓ અને વર્ણનોનાં પુસ્તકો,—સહેલામાં સહેલી ભાષામાં લખાય એવાં પુસ્તકો વિશે નહિ પણ વિચાર કરવાની વસ્તુ આપે, લોકોને વિચાર કરતા કરે એવાં પુસ્તકો વિશે આપ કહેવા માગો છો. પ્રત્યેક 'વિચાર'ને તેની પોતાની ખાસ ભાષા હોય છે. અને તત્ત્વમીમાંસા, કવિતા, રસાયનશાસ્ત્ર, વ્યાકરણ, વક્તૃત્વકળા, ઇતિહાસ વગેરે વિષયો કદી એક જ પ્રકારની ભાષા વાપરી શકે નહિ. અને મારી શૈલીના બચાવમાં હું જે સામાન્ય દલીલ કરું છું તે, એ જ પ્રમાણે, મારા અનુવાદોને પણ લાગુ પડે છે. જુદા જુદા વિચારના ભેદોને પોતપોતાને માટે યોગ્ય ભાષામાં વ્યક્ત કરવાનો સિદ્ધાંત મેં સ્વીકાર્યો છે તેથી વિદ્યાધિકારીને ખોટું લાગ્યું છે. સાહિત્યની અમુક કૃતિની કસોટી દરેક માણસ સમજી શકે છે કે નહિ એ ધોરણે કરવામાં

આવે તો "સાહિત્ય"નું સર્જન જ અસંભવિત બની જાય. અને છતાં વિદ્યાધિકારી એ ધોરણ સ્વીકારતા લાગે છે: વિચારના દારિદ્ર્યને સહેલી ભાષા કહેવામાં આવે છે, સમજવાની અશક્તિને લેખકની સમજાવ-વાની અશક્તિ તરીકે ગણાય છે.

× × ×

"વિદ્યાધિકારી આ પ્રશ્નોને મેં જે રીતે રજૂ કર્યા છે તે રીતે જોવા રાજી નથી અને જે વિષય ઉપર આજની ઘડીએ વધારે અધિકારી ન્યાય તોળનારા મળી શકે તેમ છે તેવા વિષય ઉપર પોતાના અપૂર્ણ અભિપ્રાયોને વેદવાક્ય તરીકે ગણાવવા માગે છે. એમના પોતાના અભિપ્રાયો જે કાંઈ હોય તે રાખવાની એમને છૂટ છે; પરંતુ જ્યારે પ્રગતિમાન શૈલી અને પ્રગતિમાન કેળવણીની પદ્ધતિના સિદ્ધાંતને જ્યારે તેઓ કચરવા માગે છે,—અને તે પણ ખુલ્લી ટીકા કે સમાલોચના વડે નહિ, જાહેર ચર્ચા કરીને નહિ, પણ અંગત હિતો પર હુમલો કરીને, ત્યારે મારે આ બધી સમજૂતી આપવાની ફરજ પડે છે."

આ ચર્ચાના મુદ્દાઓ મણિલાલે સુદર્શનમાં તે વખતે જાહેર રીતે ચર્ચ્યા હતા. તેમાંના કેટલાક આજે પણ આપણા લોકોને વિચારવા જેવા છે, ખાસ કરીને એટલા માટે કે એ પ્રશ્ન હજી પૂરેપૂરો ઉકેલાયો નથી. સુદર્શન-"ગુજરાતના લેખકો"-માં મણિલાલ લખે છે, "દુકાનદારો અને ખેડૂતોની ગદ્ય રચનામાંથી ઉત્તમ ગદ્ય ઉદ્‌ભવતું નથી, મહેતાજીઓ નિશાળમાં સમજી કે સમજાવી શકે તેવી કવિતાઓના જોડકણામાંથી કાવ્ય ઊપજતું નથી. ફલ પણ સર્વના આગળ સુવિદિત છે. નર્મગદ્ય, કરણઘેલો, નર્મ-કવિતા તથા ગિરધરલાલ અને કરસનદાસના છૂટક લેખ તેની સામે વનરાજ ચાવડો, ગર્ધવસેન, કે દલપતકાવ્ય ટકી શકે તેમ નથી જ."

× × ×

"જેમાં શુદ્ધ વિચારના તત્ત્વનો એક છાંટો પણ નહિ, કેવળ અમુક મરોડવાળાં વાક્ય માત્રની, કે ગદ્ય રચવામાં પણ તડ–ફડ–વડ –લડ એવાં કાંઈ વર્ણસાદશ્યના ચમત્કારની યુક્તિપ્રયુક્તિને નિબંધ–નાટક–કથા–કાદંબરી ગમે તે નામ આપતો ગ્રંથકારોનો વર્ગ પણ નાનો નથી.

"ગમે તો રસાયનશાસ્ત્રનો વિષય હો કે અદ્વૈતનો વિષય હો, ગમે તો કાવ્યનો વિષય હો કે કથાનો વિષય હો, સંગીતનો વિષય હો કે ખેતીનો વિષય હો–પણ વ્યવહાર પક્ષવાળાને તો બધા એ સરખા છે. જો તેમની પોતાની અક્કલમાં વાત ઊતરી શકી તો લેખ સારો, તેમની સમજણમાં ન ઊતરી તો લેખ ખોટો, અને એનું કારણ એટલું જ કે "ભાષા બહુ કઠણ લાગે છે"—આ પંડિતો એમ જ માની બેઠા છે.

"વિષય ગમે તેવો હોય, પણ ગુજરાતી ભાષામાં લખ્યો છે ત્યારે અમે ન સમજી શકીએ એવું બને જ કેમ ? આવી ભ્રમિત અહંકાર–બુદ્ધિ તેમના વ્યાવહારિક પાંડિત્યે તેમના મનમાં ઘાલી દીધી છે, અને તેમને દુનિયાની જે જે સારી વાત હોય તે પોતાની જાતના ધોરણથી, પોતાની વિદ્વત્તાની સરખાવટથી, સારી ખોટી કહેવાની ટેવ પડી છે.

"એમને તો બધી વાતમાં "ભાષા" એ જ મુખ્ય વાત થઈ પડી છે. "દેશી", 'સાદી", "ઘરગતુ", "તળપદી' એવી ભાષા એ જ પાંડિત્યનો સાર છે એમ તેમનું માનવું છે

"અને એમાંના કોઈ પણ જો એમ કહે કે મારાથી અમુક તો સમજાતું નથી તો તે સમજનારનો એમાં કાંઈ દોષ નહિ એ તો લખનારને લખતાં આવડ્યું નહિ ! !

"આ પક્ષમાં વિચારનું જ પ્રાધાન્ય છે, તે તે ઉપરથી જ તે યથાર્થ એ નામને પામવાને પાત્ર છે.

"રા. ગોવર્ધનરામ, હરિલાલ હર્ષદરાય, કેશવલાલ, છગનલાલ

પંડ્યા, બાળાશંકર ઉલ્લાસરામ, નૃસિંહરાવ ભોળાનાથ, રમણભાઈ, મણિશંકર ભટ્ટ તથા આ લેખક પોતે એ આદિ આ પક્ષના જ અનુયાયી છે.

"પણ બધાએ પંડિતો માટે જ લખવું એ ઠીક નથી' એમ તેઓ ઉમેરે છે તો એની સામું અમને પણ કહેવા દો કે બધાએ ખેડૂતો અને વેપારીઓ માટે લખવું તે પણ ઠીક નથી.

"કેવી રીતે લખવું, કોને માટે લખવું તે પણ જણાશે. વિચારની દુર્બળતાને સહેલી ભાષા કહી વખાણવાનો, કે સમજવાની અશક્તિને લેખનારને લખતાં આવડતું નથી કહી તેને વખોડવાનો અવકાશ રહેશે નહિ.

"એટલે વિચારનું સ્વરૂપ લક્ષમાં ન રાખતાં કેવળ ભાષાનો જ આગ્રહ લઈ બેસવો કે સહેલું લખો અથવા સંસ્કૃતવાળું લખો એ ઉભયે દોષ છે.

"જેવો અર્થ હોય તેવી ભાષા સ્વાભાવિક રીતે જ થાય એટલો જ અર્થ 'યથાર્થ' એ નામથી વિવક્ષિત હતો અને એમાં પ્રાચીન કે વ્યવહાર કે ઉદ્ધત કોઈનો આગ્રહ નથી એ જ જણાવવાનો ઉદ્દેશ હતો."

સાહિત્યની શૈલીના સિદ્ધાંતની આ તકરાર ઉપરાંત જે જે અંગત મુદ્દાઓએ આ ઝઘડામાં ભાગ ભજવ્યો છે તેની રજૂઆત મણિલાલે એમના વડીલ હરિદાસ અને મનઃસુખરામને લખેલા એક "ખાનગી" પત્રમાં વિગતવાર જોવા મળે છે. મુદ્દાઓ રજૂ કરવા ઉપરાંત આ પત્ર મણિલાલની પત્રલેખનશક્તિનો પણ નમૂનો છે,—

મહેતાપોળ, વડોદરા.

તા. ૨૯–૪–૯૫

સુ. રા. રા. હરિદાસભાઈ—

.....ગઈ કાલે છૂટા પડ્યા પછી મારા મનને બહુ લાગી આવેલું છે......જ્યાંસુધી આપને પૂછ્યા વિના મહારાજા સા.

તરફ કાગળો મોકલ્યા એટલો જ આરોપ મારા ઉપર હતો ત્યાં-સુધી મને વધારે લાગતું ન હતું, કેમકે આપ મુરબ્બી છો અને મારાથી ચૂક થઈ હોય તો તેને માફ કરી શકો. પણ આપે કાલે મારા ઉપર જે આરોપ મૂકયો તે મારાથી સહન ન કરી શકાય, તેમ આપથી માફ ન થઈ શકે, તેવો છે...છેવટે બધી હકીકત મારે એક વખત આપના આગળ મૂકવી, અને પછી આપને જેમ યોગ્ય લાગે તેમ મારા પ્રતિ વર્તવાની છૂટ આપવી એમ મારા મનમાં છે...

"૧. આપે તથા રા. રા. મનઃસુખરામભાઈએ ૧૮૮૮—૮૯ના મહાવ્યાધિને પ્રસંગે જે ઉત્તમ ભાવ મારા ઉપર દર્શાવેલો તે ભાવનો હું મારા જીવનપર્યંત દાસ છું, અને આપ ઉભયની મારા ઉપર કેટલી બધી મમતા છે એની પ્રતીતિ પણ મને તે સમયથી જ છે,

"૨. ભાવનગર મૂકયા પછી આપે તથા રા. રા. મુ. મનઃસુખરામ-ભાઈએ મારે માટે અનેક પ્રયાસ કર્યા. મુ. મન સુખરામભાઈએ દી. બા. ને ( મણિભાઈ જશભાઈને ) ભલામણ કરી.

"૩. જે કામ અત્ર મંજૂષાના નામથી જાણીતું છે, અને અંગ્રેજી સાયન્સ વગેરેનાં ગુજરાતી ભાષાંતરો કરવાનું છે તથા હાલ રા. ગજ્જરના તાબામાં છે, તે કામ મને આપવા દી, બા. ની ઇચ્છા હતી. રા. ગજ્જર તથા તેમના મિત્ર રા. બા. આઠલ્યે તે કામ મને આપવાની વિરુદ્ધ હતા, જેથી તે ન મળ્યું.

'૪. પાટણનાં સંસ્કૃત પુસ્તકોનાં ભાષાંતરોનું કામ દી. બા. એમણે મને આપ્યું. જે કોઈ નાયબ દીવાન હોય તે એ કામ સંભાળ-તા, કિયા પુસ્તકનું ભાષાંતર કરવું વગેરે નક્કી કરવું તથા નવું કામ કાઢવાના કાગળો વગેરે મહારાજા સાહેબ તરફ લેઇ જવું, એ કામ પણ તે જ કરતા. એ પ્રકારે દી. બા. આઠલ્યે સાહેબ સાથે મારે પરિચય થયો. મુંબઈમાં સાથે પરીક્ષક વગેરે હોવાથી ઓળખાણ તો હતું જ.

"૫. આ પ્રમાણે કામ ચાલવા માંડ્યું તે રા. બા. હરગોવનદાસભાઈને નાપસંદ હતું. તેનુ કારણ એમ માનું છું કે "બાલવિલાસ" સંબંધમાં જે તકરાર તે વેળા ચાલતી હતી તે જ હશે. ભાષાંતરો કરવાનાં મને મળ્યાં તે પહેલાંથી, મેં ખાયસ બતાવ્યા વિના પણ મને નિમંત્રણ કરી "બાલવિલાસ" વાળા પાઠો લખવા સોંપ્યા હતા, તેમાં અનેક વિઘ્ન રા. બા. હ. દાસજીએ આણ્યાં હતાં. છેવટે તે પાઠો દી. બા. એમણે મંગાવીને જોયા તથા રા. મનસુખરામભાઈને પણ બતાવી અભિપ્રાય લીધો. તે અભિપ્રાય તથા પોતાનો અભિપ્રાય અનુકૂળ છતાં એ પાઠો રા. બા. હ. ભાઈના આગ્રહથી, તેમનાથી રખાયા નહિ ને મેં પાછા ખેંચી લીધા. હજી પણ ઇન્સાફ થવાનો અવકાશ આવે માટે એ પુસ્તકની કમિટીના પ્રમુખ દી. બા. ને જ તે મેં અર્પણ કર્યું. છતાં મને આ એક ગેરઇન્સાફ મળ્યો, અને ન મળવો જોઈએ ત્યાંથી મળ્યો એમ હું માનું છું.

"૬ રા. બા. હ. ભાઈની મારા તરફ સારી લાગણી ન હતી તેનો એક દાખલો એવો બન્યો કે એમણે તથા નાયબ દીવાને થઈ ભાષાંતર કરાવવા એક પુસ્તક પસંદ કર્યું, મારો અભિપ્રાય લીધો ન હતો, ને લેવાનો પણ ન હતો, તેને મારા તરફ મોકલ્યું. છતાં તે ભાષાંતર થયેથી પૈસા આપવા રા. બા. હ એ ના પાડી—એમ કહીને કે એ પુસ્તક તો ભાષાન્તર કરાવવા લાયક ન હતું, માટે પૈસા નહિ મળે. તે ઉપર કેટલીક તકરાર ચાલી. અને પસંદગી- તેમની કરેલી એટલે તેમણે છેવટ પૈસા આપ્યા હતા. આપને આ હકીકત કહી હતી અને આપે [હરિદાસે] તેની નાપસંદગી જણાવી હતી.

"૭. વચમાં વચમાં રા. બા. હ. મારાં ભાષાંતરો બરાબર નથી એવો આગ્રહ પણ લોકોને તેમ અધિકારીઓને કરાવતા હતા, અને હું દી. બ. નો એક આશ્રિત અને બીનરોજગારી માટે મને જેમ તેમ નિભાવવો પડે છે એમ સ્પષ્ટ રીતે અનેક જણ આગળ મને

હલકો પાડવા યત્ન કરતા હતા. મુંબાઈમાં કોઈ વામનશાસ્ત્રી ઇસ્લામપુરકરે ભાષાન્તર કરવા લીધું હશે તે બાબતના તુમારમાં રા. બા. હ. ભાઈએ કાંઈ લખ્યું હશે તેથી મને તે ણે લખ્યું કે અમુક તમારાં ભાષાન્તરો માટે લખે છે તેનો શો ખુલાસો છે? ખુલાસો આપતાં પહેલાં રા. રા. મુ. મનસુખરામભાઈએ શાસ્ત્રી કોણ છે તેની તપાસ કરવા લખ્યું તો એવો અભિપ્રાય જણાવવામાં આવ્યો કે જે પુસ્તકો (સંસ્કૃત) ઉપરથી મે ભાષાંતર કર્યું છે તે જેવાં અધુરાં છે તેવાં જ તેને પોતાને (શાસ્ત્રીને) જે ભાષાંતર કરવા સોંપેલાં પુસ્તકો છે તે હશે જ, એટલે સુધારવાં પડશે, અને તેથી એ ભાષાંતર કરવાનું મહેનતાણું વધારે લેશે. આ કાગળની નકલ મેં રા. બા. હ. ને જવાબમાં મોકલી હતી.

૮. આ પ્રકારે કંટ્રાક્ટથી ભાષાંતરો કરવાનું ચાલતું હતું. ત્રણેક વર્ષ થવા આવ્યાં તેવામાં વડોદરા પુસ્તકાલયમાં સારાં પુસ્તકો બાકી રહ્યાં નહિ, અને કામ અટકાવવાનો પ્રસંગ આવ્યો ત વખતે રા. બા. આઠલ્યે સાહેબે મને પાટણના ભંડારોની તપાસ કરવાનું કામ પોતે જાતે કાઢી આપ્યું રા. બા. હ. ભાઈના હુકમથી પાટણ ગયો. તે વખતે મારી પાસે થોડુંક ભાષાંતરનું કામ હતું તે મૂકીને હું ગયો અને હુકમમાં ત્રણસોના પગારના દરે રૂલ પ્રમાણે દરરોજ રૂ. ૧॥। ભથ્થું મળશે એ શબ્દો પર મેં આધાર નાખ્યો જ્યારે થોડેક વખતે રા. બ. હ. ભાઈ પાસે પગાર માગ્યો ત્યારે તેમણે કહ્યું કે પગાર આપવાનો નથી, ભથ્થું એકલું આપવાનું છે. તેમને વડોદરે જઈ રૂબરૂ મળ્યો ત્યારે કહે કે રા બા. આઠલ્યે સાહેબે પગાર આપવાની ના કહી છે. એ ઉપરથી રા. બા. આ. ને મળ્યો, તેમણે તુરત જ મારી પાસે એક રિપોર્ટ લખાવી લીધો ને રા. બા. હ. ની પાસે ખુલાસો માગ્યો, એ જ રિપોર્ટમાં પાટણનાં પુસ્તકો વિશે આગળ શું કરવા જેવું છે તે પણ રા. બા. આ. એ મારી પાસે લખાવ્યું હતું. રા. બા. હ. નો ખુલાસો આવ્યો એટલે આ. સાહેબે ત્રણસો ને

બદલે સાડાત્રણસો પગાર આપવો ને ભથ્થું ન આપવું એવો ઠરાવ કર્યો. જે દી. બા. સાહેબે મંજૂર કર્યો. આ પ્રસંગ પણ મેં આપને કહેલો છે.

૯. પાટણમાં જે કામ કર્યું તેથી રા. બા. આ. સાહેબ બહુ સંતોષ જણાવતા હતા, અને રા. ગજ્જર મને એમ કહેતા હતા કે—'આઠલ્યે સાહેબ એ હું પ્રથમ તમારી વિરુદ્ધ હતા, પણ હવે તમારું કામ જોઈને તે સંતોષ પામ્યા છે–અને તમને આ રાજ્યમાં આણવાનું બને તો ખુશી છે. દી. બા. સા. હું છૂટક ભાષાંતરો ઘેર રહીને કરતો હતો ત્યારે પણ મને વડોદરામાં આવીને રહેવાની વારંવાર ભલામણ કરતા હતા જેથી મેં તેમને એ વાત કરી ત્યારે તેમણે કહ્યું કે—ઠીક છે, લખાઈ આવવા દો. એ લખવાને કાંઈ વિલંબ થયો ત્યારે ખુદ દી. બા. સા. એ પોતે બેત્રણ વખત મારી પાસે ઉઘરાણી પણ કરી કે 'પેલું કેમ આવતું નથી ?' આઠલ્યે પાસે જો કાંઇ પણ મેં 'કરાવ્યું' કહેવાય તો તે આટલું જ છે, અને દી. સા. ની મરજી વિરુદ્ધ હતું, કે એથી એમને નુકશાન કરવાનો કોઈ ઇરાદો હતો તેમાં હું સામેલ થયો, એ વાત, મને સમજવાનું શી રીતે બની આવે? રા. સા. મન.—ને પણ પૂછ્યું હતું કે આ રીતે હું વડોદરે રહેવા જાઉં ? તો એમણે પણ 'એમાં કાંઈ બાધ નથી'–એમ લખ્યુ હતું. છતાં જે "કલ્પના" આપે આજ ઉઠાવી છે તે કેમ અને ક્યાંથી આવી તે હું સમજતો નથી.

૧૦. આણી તરફ રા. બા. આ. સાહેબને જે અધિકારો મળ્યા હશે તેની અનુસાર પોતે દરખાસ્ત નહિ કરી શકતા હોય તેથી રા. બા. હ. ને તેમણે હુકમ લખ્યો કે મણિલાલે પોતાના રિપોર્ટમાં બતાવ્યું છે તે રીતે દરખાસ્ત કરો. રા. બા. હ.એ તેમ કરવાની ના પાડી. એમ કહીને કે એવું કરવું તે મહારાજા સા. ના હુકમના હેતુની વિરુદ્ધ થશે. આમ થયું ત્યારે મારી યોગ્યતા વિશેનો પોતાનો અભિપ્રાય જણાવી પોતે દરખાસ્ત કરી શકે કે નહિ એવી મતલબનો એક

કાગળ તેમણે દી. આગળ રજુ કર્યો. દરખાસ્ત કરી શકે એવી મંજૂરી મળતાં તેમણે મારે માટે પાંચ માસની અજમાયસ કાઢવાની દરખાસ્ત કરી. અજમાયસ એટલી જ કે ઉઘડ કરતાં ખાતાની રીતે કામ કેવું ને કેટલું થાય છે. આ દરખાસ્તમાં તેમણે રા. બા. હ. ના વાધાનો પણ જવાબ લખ્યો છે. દી. સા એ મંજૂર કર્યાથી ૧૮૯૪ ના ડિસેંબરમાં અહીં આવ્યો.

૧૧. પાંચ માસ પૂરા થતાં પહેલાં આ સા. મરી ગયા છૂટક ભાષાંતરો કરતો તેમજ વડોદરે રહેવા લાગ્યો ત્યારે હું રા. બા. હ. ભાઈને વારંવાર મળતો તથા ખુશી રાખવા યત્ન કરતો. તેમણે તેમનો પગાર વધારવા આ ને કહેવા મને કહેલું અને તે જ વખતે કહેલુ કે પાંચ માસ પૂરા થતાં હવે હું તમારે માટે ભલામણ કરવાનો છું. પાંચ માસ પૂરા થયેથી દી. સા. આગળ વાતચીત થતાં તેમણે કહ્યું કે કામ હવે કોને સોંપીશું? ત્યારે મેં કહ્યું કે રા. બ. હ. ભાઈએ મને આવું કહેલું છે એટલે તેમને સોંપશો તો હરકત નથી. પણ રા. બા. હ. ની વૃત્તિ પોતે [ દી. સા ] વધારે સારી રીતે જાણતા હશે તેથી તેમણે તે વાત નાપસંદ કરી અને મારા કામની દેખરેખ રા બા. પંડિત સા. ને સોંપી. મારે શી શી દરખાસ્ત કરવી તે વિષે દી. સા. સાથે વાતચીત થઈ. તેમણે ઘણી ખુશી બતાવી કે સંસ્કૃત ખાતાને જુદું પાડવાની તેમની બહુ જ ઇચ્છા છે, રા. બા. હ. ને માટે પણ તેમણે કેટલાક ઉદ્ગાર કાઢ્યા જે લખવાની જરૂર નથી. આ ઉપરથી મેં મારા તરફની દરખાસ્ત તૈયાર કરી દી. સા. ને જોવા માટે આપી, તેમણે પાસે રાખી વાંચી પસંદ કરી, પછી પંડિત સા. ને મોકલો એમ કહી પાછી આપી. રા. બા. પંડિત સા. તરફ તે મોકલતાં તેમણે મારી સાથે કેટલીક વાતચીત કરી અભિપ્રાય લખ્યો કે—" કામ સારું થાય છે ને આગળ ચલાવવા લાયક છે. પણ બધા કાગળોથી માહિત થવાને વખત જોઈએ તે દરમિયાન કામ બંધ ન પડે તેથી ત્રણ માસ મંજૂરી આપવી." તે મંજૂરી

મળી, મારી વધારાની માગણીઓમાંની એકનો તેમણે અમલ પણ કર્યો અને મને "દક્ષિણા કમિટી"માં મેંબર નીમ્યો. પણ જનરલ કમિટી નીમાવાથી કશો ઉપયોગ નથી એમ જણાવી મેં તે નિમણૂંકનો સ્વીકાર ન કર્યો. આ પ્રમાણે પં. સા તરફ જે દરખાસ્તો મોકલી તેની વાત પણ મેં આપને કરી હતી અને રા. ગજ્જરની ચિઠ્ઠી શા માટે સામીલ રાખી, તે કામ વેદિયા ઢોર જેવું કર્યું, એમ આપે મશ્કરી કરી હતી જે યાદ આપું છુ. આ વખતે પણ હું માગવું જોઈએ તે કરતાં વધારે માંગું છું અથવા આ., સા. કે જે મરી ગયેલા હતા, પાસે તેવી માગણીઓ કરાવી દી. સા. ને કંઈ અડચણ ઊભી કરવા જેવું થાય તેમ કરું છું એવી સૂચના કે વાત આપના સ્વપ્નમા પણ ન હતી, છતાં હાલ તેવી વાત શી રીતે આપના મનમાં ગોઠવાઈ છે તે સમજાતું નથી.

૧૨. આ ત્રણ માસ પૂરા થતાં પહેલાં રા. બા. હ.જી એ ગમે તેવી રીતે મારા કામના કાગળો રા. બા. પં. સા. પાસેથી આણ્યા એ વાતની મને જાણ થતાં દી. સા. ને ખબર કરી. તેમણે રા. બા. હ. ને કહાવ્યું કે "મને મળ્યા સિવાય એ કાગળો ઉપર કંઈ લખશો નહિ." એ સંદેશો લઈ જનારને જ તેમણે જવાબ આપ્યો કે, "હું મણિલાલ વિરુદ્ધ છું, આડલ્યે તો મરી ગયા છે, એને માટે જે વિરુદ્ધ લખવું છે તે લખી ચૂક્યો છું" અને યાદ આવે છે કે આ અરસામાં જ સુદર્શનમાં 'ગૂજરાતના લેખકો' એ આર્ટિકલ લખાયો છે કે જેમાંથી રા. બા. હ. એ પોતાના મનમાં કંઈક ગુસ્સો આવ્યો હશે એમ ધારી શકાય છે. ગુસ્સો લાગ્યો હોય તો પણ તે વાત કેવળ વિદ્યા બાબતની છે તેનો બદલો તે જ રસ્તે વાળવો એ પુરુષાર્થ છે, ખાનગી નુકશાન કરવાથી વાળવો એવી રીતે હું પોતે તેમની જગ્યોએ હોઉં તો ન વાપરું. આવા તેમના વર્તનથી મને અનેક વિચાર થયા. હું દી. સા. ને મળ્યો. તેમણે કહ્યું કે—રા. બા. હ. ને મેં બોલાવીને કહ્યું પણ વાણિયે તો કેસરિયાં કર્યાં છે, ફિકર નહિ, શું

કરનાર છે. મારા કાગળો દી. સા. પાસે ગયા ત્યારે 'આ કામ આગળ ચલાવવું એવી મારી ઇચ્છા છે, માટે કાગળો જોઈ છેવટ નિકાલ થતાં સુધી એ માત્ર મંજૂરી આપું છું.'—એવી મતલબનુ લખી મંજૂરી આપી. એ ઉપરથી રા બા. હ. એ મ સા ને લખ્યું કે દીવાન સા. મને તેમના (મહારાજા સાહેબના) હુકમની વિરુદ્ધ થઈ રાખેલો છે. આ અથવા એવું કંઈક લખવાથી દી. સા ને મહારાજાએ મારે માટે પૂછેલું તે વાત પણ મને પોતે જ (દી. સા. એ) કહી હતી. એ જ વખતે મેં મારા એક મિત્ર અને દી. સા. ના વિશ્વાસુ માણસ સાથે કહાવ્યું હતું કે હું આપને અડચણ ઉપજાવવા ખુશી નથી અને અહીંથી ચાલ્યો જાઉં છું. તો તેમણે ઘણા આગ્રહથી તેમ ન કરવાને કહાવ્યું. તથા હું મળ્યો ત્યારે રૂબરૂ પણ રાજની રીત એવી જ છે વગેરે ઉપદેશ કરી ધીરજ રાખવાનું કહીને પોતે જ મને કહ્યું હતું રા. બા. હ. એ મારા કાગળો ઉપર જે વિરુદ્ધ શેરો કરેલો તેની મતલબ એવી હતી કે આ ખાતું મહારાજા સા. ના હુકમના હેતુથી વિરુદ્ધ ઉપજાવેલું છે, આકલ્યેએ વાતનો રદીઓ આપેલો છતાં તેમના મુઆ પછી એ વાત પુનઃ જીવતી કરી વધારામાં વળી લખ્યું કે જે ભાષાંતરો થાય છે તે બધાં બરાબર નથી. આવી જ મતલબની ટીકા કોઈની પણ સાક્ષી લીધા વિના મને પોતાને પૂછ્યા વિના, કેળવણી ખાતાની જે કમિટી આગળ બેઠી હતી તેમાં મારાં કરેલાં પુસ્તકો ઉપર થઈ છે, તે રા. બા. હ. ની પ્રેરણાથી થઈ છે એમ માનવાને મને કારણ છે, એ ટીકા મેં રા. બા. આ. ને બતાવી હતી અને તેમણે મારો ખુલાસો માગ્યાથી મેં આપેલો છે. પણ એની એ જ ટીકા એમણે (રા. બા હ દ્વારે) પુનઃ હાલના પ્રસંગમાં જાતે જ કરેલી છે. એમ કહી મારા કામને બંધ કરવાની ભલામણ તેમણે કરી. વળી મારાં ભાષાંતરો જોવા તથા તપાસવાની માગણી પણ આ જ વખતે તેમણે કરી. આઠ માસથી હું ભાષાંતરો કરતો હતો, છાપખાનામાં મોકલવા બંદોબસ્ત થયો હતો,

છતાં જ્યારે આવી સ્થિતિ આવી ત્યારે જ આવી માગણી કરી જે કેવળ ખોટા ભાવથી કરી છે એમ લાગે એમાં નવાઈ નથી. એમ માગણી કરવાનો આધાર માગ્યો તો તે બતાવ્યો નહિ. આ સ્થિતિ થવાથી મને બહુ કંટાળો આવ્યો. એટલે વડોદરામાંથી જવું એવી મને રુચિ થઈ, રા. મનઃ૦ભાઈને એક કરતાં વધારે વાર હવે બીજે કહીં મને મોકલો એમ મેં તે જ અરસામાં લખેલું છે. જવું–પણ પ્રતિષ્ઠા સાથે જવું–ને તે એટલી જ કે રા. બા. હ. દાસના કઢાવ્યાથી ગયો એમ ન કહેવાય એવી રીતે જવું–એમ મારા મનમાં હતું. આ હેતુ પાર પાડવા માટે ભાષાંતરો તપાસવાની માગણીને એક નિમિત્ત ગણી મેં દી સા. આગળ અરજ કરી. સાથે ખાનગી ચિઠ્ઠી લખી કે આપના તાબામાંથી રા. બા. હ. ના કઢાવ્યાથી હું ગયો એવું કહેવાનો વખત આવે તે પહેલાં મને અહીંથી જવાનો રસ્તો કરી આપશો તો આપનો જે ઉપકાર છે તેમાં વધારો થશે, અને તે માટે આપ મારી અરજી ઉપર મારી વિરુદ્ધ ઠરાવ કરો જેથી હું રાજીનામું આપી ચાલ્યો જઈશ. મને રૂબરૂ બોલાવી તેમણે કહ્યું કે તેમ કરવાનું કારણ નથી, અને એવો વખત આવશે ત્યારે જણાવીશ. હું ભૂલતો ન હોઉં તો આપ પણ એ જ અરસામાં કલાભવન જોવા પધાર્યા હતા. અને આપને પણ પણ આની આ જ વિનંતિ મેં લખીને આપી હતી. એમ આપની મારફત કહેવરાવવાનું કારણ એ જ હતું કે વખતે હું જાતે કહું તે એક વિવેક લાગે માટે આપ કહો તો ઠીક. પરંતુ આપે સ્ટેશન ઉપર ગાડી જતે જતે મને કહ્યું હતું કે "It is alright. You need not be anxious" રા. ચ. મુ. મનઃ૦ભાઈને પણ એ જ વાત લખી હતી પણ તેમનું પત્ર પણ એવું આવ્યું કે જે હિતચિંતક છે તે હિત જ કરશે, તેથી તે જેમ સલાહ આપે એમ ચાલવું. અન્ય કંઈ કરવું નહિ. રા. પ્રહ્લાદજીએ દી. સા. ને મોઢે કહેલું ત્યારે પણ સાફ ના પાડેલી અને વધારામાં રા. બા. ત્ર્યંબકરાયને પોતે જવાબદારી લેઈ રાખેલા તેનો દાખલો આપી કહેલું કે કશી હરકત નથી. આમ

ચવાથી મેં કાંઈ કર્યું નહિ. પણ મારી જગ્યાએ બીજો માણસ હોત તો તે પણ બીજું કરત નહિ જ.

૧૩ આડક્યે લો. કમિટના પ્રમુખ હતા. તેમના મારફત શાસ્ત્રોનાં ભાષાંતરો થતાં તેમાંથી 'વિવાદ તાંડવ' મને આપવાનો તેમણે હુકમ લખ્યો હશે. હું તેમાં કાંઈ જાણતો ન હતો. પંડિત તેમની જગ્યાએ —લો કમિટિ ઉપર થયા ત્યારે તેમણે તે હુકમ મને મોકલ્યો. એ વાત આ. ના મારે માટે કેવા વિચારો હશે તે જણાવવા સૂચવું છું.

૧૪ આ અરસામાં અમદાવાદ ટાઈમ્સમાં ખુદ દી. સા. વિરુદ્ધ લખાણો આવતાં હશે જેની ખબર દી. સા. એ પોતે જ કહી ત્યારે મેં જાણી. મને તેમણે કહ્યું કે બાળાશંકર એ લખે છે માટે તેને સમજાવી બંધ પડાવો, ખર્ચ થાય તેની હરકત નથી. તેમણે તેમના સેક્રેટરી રા. સા. લક્ષ્મીલાલને પણ તે કામ માટે મારી સાથે રાખ્યા. બધી તપાસ કરી એમ નક્કી કર્યું કે પેપરવાળાને અમુક પૈસા આપવા તથા બાળાશંકરને અમુક આપવા. આ પૈસા દી. સા. ના પદરમાંથી જાય એ વાત મને બહુ લાગતી હતી. પણ એટલામાં એવો પ્રસંગ આવ્યો કે રા. ગજ્જરને એક સારો લખનાર જોઈતો હતો. તેમને મેં બાળાશંકરની બધી હકીકત કહી. ત્યારે તેમણે તેને રાખવાની ઇચ્છા જણાવી. દી. સા. ને પૂછ્યું ત્યારે તેમણે કહ્યું કે એમ થતું હોય તો કરજો. એમ કરવામાં આવ્યું જેથી દી. સા. એ આપવા ધારેલી રકમ બચી.

૧૫. એ પહેલાં કે એટલામાં અમદાવાદ ટાઈમ્સમાં રા. બા. હ.ની વિરુદ્ધ લખાણો આવવા લાગ્યાં, તથા વડોદરાનાં ને બહારનાં પેપરોમાં આ રાજ્યમાં કરેલા મારા કામ ઉપર લખાણો આવવા લાગ્યાં અને મારી જાત ઉપર કેટલીક ગાળો પણ લખાવા લાગી. એ બધું કોણ અને કેવી રીતે કરતું હતું તે વિશે હું જે માનતો હોઉં તે અત્રે લખવાની જરૂર નથી, પણ અમદાવાદ ટાઈમ્સમાં

રા. બા. હ.ની કે કોઈની વિરુદ્ધના કે લાભના એકે લખાણમાં મારો જરા પણ ભાગ ન હતો એ મારે કહેવું જોઈએ. એ ઉપરથી રા.બા. હ.એ ટાઇમ્સ ઉપર ડિફેમેશન કરવાની રજા માગવાની અરજી કૌન્સીલમાં આપી. દી. સા., ર. અંબાલાલભાઈ, રા. બા. લાલશંકરજી એ વગેરે સાંહબો ભાંજગડ કરવા લાગ્યા, અને દી. સા. વારંવાર મને બોલાવી કહેવા લાગ્યા કે સમાધાન કરાવો ટાઇમ્સિવાળો કોણ છે તેને મેં તે વખત સુધીમાં કદાપિ જોયેલો નહિ તેથી તે વાત મેં તેમને કહી તથા લખાણમાં મારો હાથ નથી એ પણ કહ્યું છતાં એ બધી વાત એમને ખાતરી પડતી લાગી હશે કે નહિ તે હુ કહી શકતો નથી. છેવટ બહુ તાણ થવાથી મેં કહ્યું કે મારાથી બનશે તે પ્રયાસ કરીશ. એ ઉપરથી મેં પ્રહ્લાદજીએ થાય તેટલો પ્રયાસ કર્યો પણ કંઈ વળ્યું નહિ. આવી સ્થિતિ ચાલતી હતી તેવામાં મને ખબર પડી કે ડિફેમેશનની પરવાનગી લેવામાં અરજીમાં તો રા. બ હ.એ મારું નામ લખેલું છે. આ ઉપરથી મારા પગ નીચે જ સુરંગ ફૂટી હોય એમ મને લાગ્યું અને દી. સા. આ વાત જાણવા છતાં છુપાવી રાખે છે અને મને ભાંજગડમાં મેળવી, ત્રાહિત લોકોની રૂબરૂ પણ મને એવી વાતો કરવા બોલાવી ઊલટા આવા ખોટા લખાણને ટેકો મળેલા જેવો વ્યવહાર રાખે છે, એમ મારા મનમાં આવ્યું. દી. સા. ને પુછાવ્યું તો નામ છે—એ વાત નક્કી ઠરી, જેથી તુરત મેં અરજી આપી કે એ ડિફેમેશનની પરવાનગીની અરજીની મને નકલ આપો. એ જ અરજીની સાથે જે કાગળો હાલ છપાવેલા છે તેની લેખી નકલો પણ સામીલ રાખી કે અરજી કરનારે મારું નામ શાથી લખ્યું છે તે સમજાય. એ વખતે કાઉન્સિલમાં મને મુદ્દત આપવાનો સવાલ નીકળવાનો હતો તેને હરકત આવે તેથી મારું નામ લખેલું હતું એમ હું માનું છું. પરંતુ અરજી કે કાગળોને કાંઈ દાદ મળી નહિ. મારા કામના કાગળો કૌન્સીલમાં મૂકવામાં આવ્યા નાહ, અને પાછી બે માસની મુદ્દત કામનો નિકાલ થતાં સુધી મને મળી. પછી પણ

ટાઈમ્સવાળાને સમજાવવાની ભાંજગડ ચાલુ રહી પણ તેમાં મેં ભાગ લીધો નહિ છતાં મને એ ત્રણ વખત દી. સા. એ કહાવ્યું કે કાંઈક થાય તો ઠીક. એથી ઊલટું મારા મનને માઠું લાગ્યું કે મેં ખાતરી-પૂર્વક ના કહેવા છતાં, મારાથી બનવાનું કરી ચૂકયા છતાં મને આવો સંદેશો કહાવો, હું જૂઠું બોલું છું એમ દી. સા. માને છે એ ઠીક નથી. તેમના પોતાના કામ બાબત ટાઈમ્સનું સમાધાન કર્યું તેના બદલામાં મારે એવો શક જ વહોરવો પડશે એવું મારા મનને ઓછું આવી ગયું, અને દી સા. ને માટે પણ ભાંજગડમાં હું પડ્યો એ માટે મને પશ્ચાત્તાપ થવા લાગ્યો. રોજના નિયમ પ્રમાણે મારો ખુલાસો માગી શકાત તે ન માગ્યો, તેમજ જે હરગોવિંદદાસ ઉપર પોતે ઘણી મહેરબાની રાખે છે તેની પાસે મારા નામનો કાંઈ નિકાલ ન કરાવી શકયા, અથવા તો મને માગેલી નકલ ન આપી (મારી તે અરજી કૌન્સીલમાં ન મૂકી) અને ઊલટું મારા પર શક આણ્યો એ જ વાતને હું ગેરઈન્સાફ કહું છું, આપ ધારો છો તેમ મારા માગ્યા પ્રમાણે મને નોકરી, પૈસા કે અખત્યાર ન આપ્યો તેને નથી કહેતો. આ ગેરઈન્સાફ તો મિત્ર, મુરબ્બી કે ઉપરી જે ગણું તે રીતે મને ગેરઈન્સાફ લાગે છે. આ પછી થોડેક દિવસે મેં સાંભળ્યું કે રા. બા. હ ને પરવાનગી મળી. ત્યારે મને એવી ઇચ્છા થઈ કે જે છપાવેલા કાગળો હતા તે મહારાજાને મોકલવા. એથી આપને પૂછતાં આપે ના કહી એટલે તે વખતે મોકલ્યા નહિ પણ મને એવું યાદ છે કે આપે એમ લખ્યું હતું જે દી. સા. કહે તો મોકલવા. તેથી મેં તે જ વખતે એ કાગળો દી. સા. ને એક અરજ સાથે મોકલ્યા હતા કે મહારાજા સા. ને આ કાગળો આપના અભિપ્રાય સાથે મોકલી આપો એમણે ન મોકલતાં રાખી મૂકયા.

૧૬. દી સા.ની વૃત્તિ મારાથી ન સમજાય એ સ્વાભાવિક છે. આવી સ્થિતિ થયા છતાં બધા કાગળો તેમણે મારા સ્નેહીને, એટલે મને જ સોંપ્યા એમ કહીને કે તમારે જેની જાતનું ટિપ્પણ કૌન્સી-

લમાં મુકાવવું હોય તેની જાતનું કરી લાવો. તે પ્રમાણે કરી આપ્યું. અને પોતે તેને મળતો અભિપ્રાય આપી કૌન્સીલમાં મૂકવા રાખ્યું. વળી પીટરસન પાટણ જવા આવે ત્યારે પણ મને તેની સાથે મોકલતા હતા, એવી સૂચનાથી કે મોતીભાઇને પાસ થવા વિષે તેને કહેવું. આ અરસામાં જ પરીક્ષાનો વખત આવ્યો ત્યારે કહેતા કે આ વખત ગમે તેમ કરો—"Buy, borrow or steal" પણ પાસ થાય તેમ કરો. હું મુંબાઈ પણ એ માટે મોકલ્યાથી આવ્યો હતો એ આપ જાણો છો. આવો વ્યવહાર અને વિશ્વાસ પ્રત્યક્ષ હોવાથી આપ જે અનુમાન કરવા માગો છો કે દી. ને તો મારા ઉપર તો ખોટું જ લાગ્યું હતું ને મારે તે સમજીને નોકરીમાંથી જવું જોઈતું હતું, તે વાત, દી. સા. ને એક ઠગાઈ કરનાર હું ન માનું ત્યાંસુધી મારાથી શી રીતે સમજી શકાય ? મોતિભાઈ પાસ થયા એ તો આપ જાણો છો જ. એ પછી વળી એક માસ મંજૂરી મને આપી, એમ જણાવીને કે ટિપ્પણ તૈયાર થયું છે તેનો નિકાલ થતાં સુધી આ મંજૂરી આપી છે.

૧૭ એમ કરતાં જાનેવારી ૧૮૯૫માં મહારાજા સા. વડોદરામાં પધાર્યા હવે મારે મારા છપાવેલા કાગળો મોકલવા કે નહિ તેનો વિચાર ઉપસ્થિત થયો. અમદાવાદ ટાઇમ્સ ઉપર ડિફ્રેમેશન થવાની તૈયારી થવા લાગી, અને કૌન્સીલ આગળ મારૂં નામ એ સંબંધમાં રા. બા હ. એ આપેલું તેનો કશો નિકાલ થયો નહિ, તેમજ નકલ માગવાની મારી અરજી તથા રા. બા. હ. એ આમ નામ દેવાનું કારણ સમજાય તેના જે જે કાગળ મેં મોકલેલા તે પણ એ કામમાં સામીલ થએલા નહિ, એટલે મહારાજા સા. એ ડિફ્રેમેશનના કાગળો મંગાવી જુએ તો મારો બચાવ થવાનો કાંઈ રસ્તો હતો નહિ આ ઉપરથી મારા મિત્રો સાથે વિચાર કરી કાગળો મોકલવા એમ ઠરાવ્યું. અને દી. સા. ને પૂછતાં તેમણે કહેલું કે "બન્ને પક્ષવાળા છૂટા છે; કોઈને અટકાવતો નથી. જેને જે હિત લાગે તે કરે." તેને

વળગી કાગળો મ. ને મોકલ્યા. અલબત્ત આપને પૂછવાનો અવકાશ ન લીધો એ ભૂલ થઈ છે. જો કે દી. સા. ને પૂછતાં તે જે કહે તે કરવું એવી આપની સલાહ હતી તેને તો અનુસરાયું છે. આ ભૂલને માટે આપને લાગે એ સ્વાભાવિક છે, ને તે માટે હું યોગ્ય કરી ચૂક્યો છું, છતાં આપ એટલી ભૂલ ઉપરથી કેવળ વિરુદ્ધ પક્ષ પકડી મારા ઉપર દીવાન પ્રતિ બેવફાઈ કર્યાનો આરોપ મૂકવા સુધી જાઓ છો તેમાં શો પુરાવો છે તે હું સમજી શકતો નથી, કાગળોમાં પણ દી ની વિરુદ્ધ કે તેમણે મને મહેરબાની કરી એવું કાંઈ નથી. એ કાગળ મોકલ્યાને બીજે દિવસે જ મેં જાણ્યું કે મારી મુદ્દત બાબતનું ટિપ્પણ મહારાજાએ મંગાવી લીધું છે. દી. સા. એ કહ્યું કે તમારા છપાવેલા વગેરે જે જે કાગળો છે તે પાછા લેઈ જાઓ, ત્યારે કહ્યું કે મ. સા. ને મોકલ્યા. નિકાલ થતાં દરમ્યાન બે ત્રણવાર જાતે તથા પરોક્ષ પુછાવ્યું કે હું અહીંથી જાઉં છું, તો તેમણે તેમાં ના કહી અને નિકાલની રાહ જોવા કહ્યું તથા તે માટેના માર્ગ બતાવ્યા. આટલે સુધીમાં પણ તેમની અપ્રીતિની જે વાત આપ કહો છો તે સમજવાનો મને આધાર મળ્યો નથી.

૧૮. હાલ એ કાગળો મ. સા. તરફથી દી. સા. તરફ પાછા આવેલા છે. એ કાગળો ઉપર હુકમ નથી; દી. સા. એ પૂછયું કે શો હુકમ છે. કેમકે ખાતું બંધ કર્યું નથી તો પણ જવાબ મળ્યો કે કાગળો જરૂર હશે તો ફરી મંગાવીશું. આ ટિપ્પણ દી સા. એ ખુદ કૃપાથી અમારી પાસે જ તૈયાર કરાવેલું, પોતે તેને મળતા થઈ અભિપ્રાય લખેલો. અને કૌન્સીલમાં મૂકવા તૈયાર કરેલું. આવી રીતે તેનો નિકાલ થઈ આવેલો છતાં “હું પોતે જ ખાતું બંધ કરવા ઇચ્છું છું” એમ તેમનો સ્પષ્ટ ઉદ્‌ગાર થવો તે અમને કોઈ બીજો વિચાર સૂચવે તો હાલની સ્થિતિમાં નવાઈ નથી પુનઃ રાજીનામું ન રાખતાં વળી પૂર્વની સ્થિતિ પર જવાનો અને કાગળો કૌન્સીલમાં મૂકવાનો તેમણે વિચાર રાખ્યો એ તેમની કૃપા.

આવી સ્થિતિ છે એમાંથી મારા સમજવામાં આવતું નથી કે દી. બા. મણિભાઈ સાહેબનું અનિષ્ટ ઇચ્છનાર અને તેમનો ઉપકાર વિસરી જઈ એમની સૂચના ન સમજતાં એમની મરજી ઉપરાંત અહિં પડી રહેનાર, અને એમના શત્રુને મળી ચાલનાર તરીકે...કર્યું છે. આપે અથવા રા. રા. મુ. મનઃસુખ૦એ કાગળો મહારાજાને મેં મોકલ્યા એ વાત જાણતાં પહેલાં કશી આવી વાત મનમાં પણ આણી નથી, હંમેશાં દી. સા. ને પૂછવું અને તે કહે તેમ કરવું એ જ માર્ગ બતાવેલો છે, દી. સા સાથે તમારા વિષે અમે વાત કરી હતી ને તેમણે સંતોષ જણાવેલો છે; એવી ખબર આપ્યા કરી છે. છેક કાળ સુધી આપે કહ્યું કે દી. સા. ને પ્રત્યક્ષ પરોક્ષ અનેક રીતે પૂછતાં-પુછાવતાં તેમણે બીજો વિચાર જણાવ્યો નથી, પોતાની રીતભાત અને વર્તણુક વિશ્વાસ આદિ કૃતિથી મને બેદિલી જણાવી નથી એટલું જ નહિ પણ ઊલટો સારો ભાવ થાય એવું જ રાખ્યું છે, તો મારે શી રીતે સમજવું કે મારા અહિંથી જવામાં એમની મરજી છે ને હું અહિં રહું છું તેટલો તેમને હરકતકર્તા થાઉં છું. જે જે પ્રસંગોનો અર્થ અત્યારે આપ મારી વિરુદ્ધ કરો છો તે પ્રસંગો આપને તે વખતે કહેલા ત્યારે તેવો અર્થ થયેલો નહિ એટલું જ નથી પણ દી. સા. મારા ઉપર નાખુશ છે એ તો છેક આડલ્યેએ મને મદદ આપી ત્યારથી એમ આપ કહો છો તો એ વાત પણ હાલ કાગળો મોકલ્યાથી (મહારાજાને) આપને ગુસ્સો આવ્યો ત્યાંસુધી આપે જણાવેલી નથી. એટલે એક રીતે હું તે વાત શી રીતે સમજી શકું ? આમ છે ત્યાં આપની તે વખતની સલાહો ખરી માનવી કે હાલ આપ જે અર્થ કરો છો તે ખરો માનવો એ પણ હું સમજી શકતો નથી. આમ છે એટલે "બેવફાઈ" નો જે આરોપ મારા પર હાલ મૂકો છો તેનો, મારાથી આપની આગળ અદબથી બોલતાં બોલાય તેટલા સખત શબ્દોથી ઈન્કાર કરું છું, અને આપને પૂછ્યા વિના કાગળો મોકલ્યા એના

ગુસ્સાના આવેશમાં આપ એવી વાત કલ્પો છો એમ કહેવાની પણ છૂટ લેઉં છું. હું દુનિયાદારી નહિ સમજતો હોઉં, ખટપટ ખુશામદ અને યુક્તિપ્રયુક્તિનાં શાસ્ત્ર મને નહિ આવડતાં હોય, વ્યાવહારિક યોગ્યતા ને અયોગ્યતા સમજવામાં મારી ચૂક થતી હશે, અને વિશ્વાસ મૂકવામાં હું ઠગાતો હોઈશ, તો તે માટે હું ઘણો દિલગીર છું. ઈશ્વરે મારામાં તેવી શક્તિ કે અક્કલ મૂકી નથી તે માટે દુર્ભાગી છું. અને તેટલી હદમાં રહીને આપ જે આરોપ મારા ઉપર લાવશો તે સાંભળવા, કબૂલ કરવા, અને તેને માટે માફ માગવાથી કે જે રીતથી સમાધાન થાય તે કરવા હું સર્વદા તત્પર રહીશ, પણ મારા મુરબ્બી ખુદ ઈશ્વર તરફથી પણ ગેરવાજબી રીતે 'બેવફાઈ' કે નિમકહરામીનો આરોપ મારા ઉપર આવે તો તે તદ્દન ખોટો છે એમ બતાવવાનો યત્ન કરતાં તેને ખોટું લાગે તેની દરકાર નહિ કરું. આટલો ખુલાસો છતાં આપને આપનો વિચાર ફેરવવાનું કારણ ન મળતું હોય તો મારા જેવા 'બેવફા' ને સુધારવાનો યત્ન આપે માંડી વાળવો એટલી જ પ્રાર્થના છે.

હાલ તુરત નોકરી મૂકી દઈને અહિંથી નીકળી જવાનું હું દુરસ્ત ધારતો નથી, કેમકે અમદાવાદ ટાઈમ્સ ઉપર જે કામ ચાલે છે અને જે સંબંધમાં મારું નામ રા. બા. હ. એ ખોટી રીતે ભેળવ્યું છે તેને લઈને જ મને રજા મળી એવું લોકોમાં કહેવાય તે સાંભળવાને હું ખુશી નથી. કૌન્સીલ મને રજા આપશે તો તે એક જુદી વાત છે. મને ભલામણ કરનાર આપ અને રા. રા. મુ મનઃ૦ તેમના મનમાં આટલા બધા કુતર્ક પેઠેલા છે એટલે હવે આપના ઉપકાર અને ઠપકામાં રહેવાને હું બિલકુલ ખુશી નથી પણ કૌન્સીલ શો નિકાલ કરે છે તે જોતાં સુધી વાટ જોવી એમાં મારી જે કંઈ સાચવવા જેવી પ્રતિષ્ઠા હોય તે સચવાશે એમ ધારું છું. તથાપિ આપે કરેલા ઉપકારનું સમાધાન કરવા માટે તુરત જ ગમે તે નુકસાન થાય તે

પણ ઉડાવવા મને કશી હરકત નથી એમ આપને ખાતરી આપી આપની આજ્ઞાની રાહ જોઉં છું.

લી. સર્વદા આપનો મણિલાલ

તા. ક. બાલાશંકર સંબંધમાં આપે વાત કહી તે વિષે હું આપને જ પૂછું છું કે તેને અમદાવાદથી નોકરી મુકાવી અહિં આણ્યો અને અહીંની પણ નોકરી તેને મૂકવી પડી, તેવે વખતે તેને અડચણ આવી પડે, અને તે તેણે અયોગ્ય રીતે ઉપજાવેલી ન હોય, તો મારી શક્તિ અને પ્રતિષ્ઠા સાચવી, અને તે મદદ ન કરવી એને આપ જ કેવું કામ ગણશો? અને કોણ જાણે છે કે મારે પોતાને પણ બાલાશંકર જે કામમાં રોકાયો છે તેમાંથી જ મારા પોતા વિષેની કેટલી જૂઠ ખોટી પાડવાની જરૂર છે?

વળી દી. સા. ને કરેલી એક અરજીમાં મણિલાલ લખે છે:–
"રા. સા. હ. આ કામથી વિરુદ્ધ હોય તે કરતાં એ કામ મારે હાથે થાય છે તેનાથી વધારે વિરુદ્ધ હોય એમ માનવાને મને કારણ છે, અને તે પણ આજ પાંચ વર્ષથી કેવી રીતે મારો આ કામ સાથે ને આ રાજ્ય સાથે થતો સંબંધ અટકાવવાને યત્નો કર્યા છે તેનો ઇતિહાસ આ સાથેના કાગળોમાં આપને તથા નામદાર મહારાજા સા. ને મેં યથામતિ વિદિત કર્યો છે" (સુ. ૧૧. ૧૮૯૪)

કોઈપણ વકીલને જેબ આપે એવી સચોટ રીતે મણિલાલ આ પત્રમાં પોતાના મુદ્દાઓ રજૂ કરે છે, અને છતાં લખાણ મુદ્દાઓની શુષ્ક તારવણી કે રજૂઆત માત્ર નથી પણ એમાં લેખકની લાગણીઓની તીવ્રતા, સ્વમાની સ્વભાવ, દૃઢ આગ્રહ વગેરે પ્રગટ કરવાનું સાધન બને છે અને મણિલાલની ગદ્ય શૈલીના ગુણો "હું દુનિયાદારી નહિ સમજતો હોઉં" એ વાક્યથી શરૂ થતા ફકરા જેવા બીજા ફકરાઓમાં પણ પ્રગટે છે. વાંચનારને એ ધ્યાનપૂર્વક વાંચવાની સૂચના કરીએ છીએ.

મણિલાલ અને કાંટાવાળા વચ્ચેનો શૈલીનો ઝગડો આજે પણ શમ્યો નથી આજે એ પ્રશ્ન બીજી રીતે રજૂ થાય છે. બધું જ સામાન્ય માણસને માટે અને તેને પહોંચે એવું લખાવું જોઈએ એવી માગણી કરવામાં આવે છે, એવા લોકોએ મણિલાલનું દૃષ્ટિબિંદુ વિચારવા જેવું છે. સાહિત્યને સમજવાની શક્તિમાં ચડતાઊતરતી શ્રેણી હોય છે તેમ તેના સર્જનમાં પણ જુદી જુદી શ્રેણીઓ હોય છે. એટલે જેમ સાહિત્યકારે કે લેખકે પોતે બીજાઓ માટે લખે છે એ હકીકત થોડે અંશે યાદ રાખે એ આવશ્યક ગણાય છે, તો સામાન્ય વાંચકે પણ લેખકની કક્ષાએ પહોંચવાનો, ઊંચે ચડવાનો પ્રયત્ન પણ કરવો જોઈએ, સંસ્કૃતિની કસોટી એની કૃતિઓની ઉચ્ચતા ઉપરથી થાય છે અને પ્રજાની સંસ્કારિતાની કસોટી એવી કૃતિઓને સમજવાની અને જીવનમાં ઉતારવાની તેની શક્તિ ઉપરથી કરવામાં આવે છે. સાહિત્યસર્જનમાં પણ ઊંચાં શિખરો સર કરવાનાં તેમજ જનતાને સંસ્કૃતિ પહોંચાડવાના પ્રયત્નના જમાનાઓ આવે છે; એક ઊંચે ને ઊંચે ચડે છે, બીજો સમાન્તર પ્રસરે છે. જીવંત સંસ્કૃતિમાં બન્નેને સ્થાન છે.

વડોદરામાં કરેલા કાર્યમાં મુખ્યત્વે અનુવાદો કરવાનું આવે છે. પણ એ ઉપરાંત બીજું સાહિત્ય પણ રચાતું રહ્યું હતું. ૧૮૯૪ માં "ભગવદ્ગીતા" અને "ચારિત્ર" પ્રકટ થયાં હતાં અને ગુજરાત વર્નાક્યુલર સોસાયટી માટે "ડીડક્ટીવ લૉજીક", "ન્યાયપરામર્શ" તૈયાર કરવામાં આવ્યો હતો. બાલાશંકરને તેની આર્થિક મુશ્કેલીમાં મદદ કરવા માટે મણિલાલે પોતાની લાગવગ વડે ફારસીમાંથી કેટલાક ઐતિહાસિક ગ્રંથોના અનુવાદ કરવાનું કામ અપાવ્યું. પણ મણિલાલનો વડોદરા સાથેનો સંબંધ બંધ પડતાં બાલાશંકરના સંબંધનો પણ અંત આવ્યો.

અંગત પ્રણય સંબંધોમાં છોટાલાલ નામના મણિલાલના એક ભક્તની પત્ની સાથે મણિલાલનો ગાઢ સંબંધ હતો. એ સંબંધ

છોટાલાલની અનુમતિથી શરૂ થયો હતો. જનસમાજમાં એ સંબંધ ઘણો ચવાયો લાગે છે. આખરે ૩-૯-૧૮૯૪ ના એક પત્રમાં મણિલાલ એ સંબંધનો નિશ્ચયપૂર્વક ત્યાગ કરવાની પ્રતિજ્ઞા કરે છે, કારણકે છોટાલાલે પાછળથી એ સંબધ પ્રત્યે પોતાની અરુચિ જણાવી હતી. મણિલાલ અને છોટાલાલનાં પત્ની બન્ને જોડે જોડે ખુરસી પર બેઠેલાં અને પાછળ છોટાલાલ ઊભેલા એ સ્થિતિનો ફોટો મેં શ્રી માધવલાલ પાસે જોયો હતો. ૧૮૯૩માં "આઠ વર્ષ પછી" મુંબાઈની મહેતી મણિબ્હેને પોતે મુશ્કેલીમાં હોવાથી પોતાને મદદ કરવાને મણિલાલને કાગળ લખ્યો જેનો જવાબ મણિલાલે લખ્યો હતો તેમાં વડોદરા આવીને રૂબરૂ વાતચીત કરવાને એને બોલાવી હતી શ્રી હીરાલાલ વ્રજભૂખણદાસ શ્રોફ જેઓ તે વખતે વડોદરામાં રહેતા હતા તેમના અને બીજા કેટલાક સાક્ષીઓના કહેવા ઉપરથી મને એમ લાગે છે કે ૧૮૯૪ પછીથી મણિલાલનું જીવન જાતીય સંબંધથી મુક્ત રહ્યું હતું. આ મારો અંગત અભિપ્રાય છે જેનો પુરાવો મારી પાસે નથી.

# ૯. મણિલાલ અને બાલાશંકર

વડોદરા રાજ્ય સાથે મણિલાલનો સંબંધ શરૂ થયો ત્યારે બાલાશંકર અને મણિલાલ વચલાં વર્ષોમાં કાંઈક છૂટા પડયા જેવા હતા તે પાછા એક બીજાની વધારે નિકટ આવ્યા અને એમનો સંબંધ પાછો પૂર્વવત્ સ્થાપન થયો લાગે છે. અહિં આ બે સહધર્મી મિત્રોની મૈત્રીનું સમગ્રભાવે અવલોકન અસ્થાને નહિ ગણાય. સાઠોદરા નાગરના ગૃહસ્થ પક્ષમાં બાલાશંકર અને ભિક્ષુક પક્ષમાં મણિલાલ બન્નેનો જન્મ એક જ વર્ષમાં થયો હતો. બન્ને જણા નડિયાદમાં ભણવામાં સાથે હતા અને જ્યારે બાલાશંકરનું સ્થાયી રહેવાનું નડિયાદ થયું ત્યારે બન્ને બાળમિત્રોને અતુલ આનંદ થયો. એ સમયની મૈત્રી કેટલી ગાઢ હતી તેનો ખ્યાલ "અમે એકએક વિના એક ક્ષણ પણ રહેતા નહિ" અને "મારાં પુસ્તકો, નિશાળ અને નવરાઈ મળે તો બાલાશંકરનું ઘર એ સિવાય હું કશું સમજતો નહિં' એમ મણિલાલ પોતાના આત્મવૃત્તાંતમાં નોંધે છે તે ઉપરથી આપણને મળે છે. અને એવો જ ખ્યાલ બાલાશંકરનાં ઊર્મિભર્યાં કવિતો મણિલાલને ઉદ્દેશીને લખેલાં પહેલા પ્રકરણમાં મૂકયાં છે તેનાથી પણ મળે છે. પોતાનું પહેલું પુસ્તક "શિક્ષાશતક" મણિલાલે બાલાશંકરને અર્પણ કર્યું હતું. આમ બન્નેનો પ્રેમ પરસ્પર હતો અને ગાઢ હતો. ઊર્મિપ્રધાન સમાન પ્રકૃતિવાળા બન્ને વિદ્યાર્થીઓ પ્રેમની શોધમાં સહગામી જેવા હતા. ઉમર વધતાં મણિલાલ પોતાની અભ્યાસક વૃત્તિને અને જ્ઞાનપિપાસાને લઈને બુદ્ધિની અને વિચારશકિતની પ્રધાનતા તરફ વળ્યા, અને તત્ત્વચિંતક બન્યા. બાલાશંકર 'મસ્ત" અને મુખ્યત્વે કવિ રહ્યા. વિદ્યાર્થીજીવનની બાલીશ પણ તીવ્ર સુખ અને દુઃખ આપનારી મૈત્રીની વ્યવસ્થા વિશે આપણે પહેલા પ્રકરણમાં જોઈ

ગયા છીએ. હોંસાતોંસી, પક્ષપાત, આકર્ષણ, ઈર્ષા, ઉદારતા વગેરે અનેક વસ્તુઓ એ અવસ્થામાં ભાગ ભજવે છે અને કેટલીકવાર જીવન સમગ્ર ઉપર પોતાની છાપ મૂકે છે. મણિલાલ બાલાશંકર અને બાલાશંકરનાં પત્ની એ ત્રણેનો મેળાપ અને એમાં થયેલું બે મિત્રો વચ્ચેનું વૈમનસ્ય વગેરે નાની, પણ તે અવસ્થા માટે અતિ ગંભીર, એવી એવી બાબતોથી મણિલાલ અને બાલાશંકર બન્નેનાં માનસ, ઊર્મિઓનાં વાવાઝોડાં અનુભવતાં શીખ્યાં લાગે છે. પ્રેમસ્થાન માટેની તરસ લગ્ન પછી અથવા તો અમુક ઉમર થયા પછી ઘણેભાગે સ્ત્રી પ્રત્યે સ્વાભાવિક રીતે વળે છે. બાલાશંકરનું દાંપત્ય એમની પત્નીના ગુણોને લઈને નિષ્ફળ નીવડયું નહિ. મણિલાલનું પરિણીત જીવન દાંપત્ય રૂપને જ પામી શક્યું લાગતું નથી. જાણે પહેલેથી એ નિષ્ફળ જવાને સરજાયું હોય એમ લાગે છે. ૧૮૭૯ માં જ્યારે પ્રથમ વાર મણિલાલનાં પત્ની એમને ઘેર રહેવા આવે છે ત્યારે મણિલાલ સાપ નીકળવાનો બનાવ નોંધી એને એક અપશુકન ગણે છે. મણિલાલને પોતાનું પ્રેમસ્થાન કોઈ પુરુષ–મિત્ર કે સ્ત્રી ગમે તે મળે તે સ્વીકાર્ય હતું. પણ બન્નેમાં એમને સફળતા મળી નહિ એમ પણ મણિલાલ નોંધે છે. આ નિષ્ફળતાનાં કારણોમાં જે જે દોષો પોતાના પ્રેમસ્થાનમાં જુએ છે તે તે કે તેવા દોષો પોતાનામાં પણ છે કે નહિ એટલું આત્મનિરીક્ષણ કરવા જેટલી તટસ્થતા મેળવી શકતા નથી. જે તટસ્થતા બુદ્ધિની ક્રિયામાં સ્વાભાવિક છે તે ઊર્મિના વંટોળિયાના પ્રદેશમાં ભાગ્યે જ જાગ્રત રહેલી જોવામાં આવે છે.

બાલાશંકર અને મણિલાલની મૈત્રી શરૂઆતથી જ બન્ને માટે કવિતા અને સાહિત્યસર્જનની પોષક હતી એ ગુજરાતી સાહિત્યને માટે મોટું સદ્‌ભાગ્ય છે. અને બન્નેમાં સ્વાભાવિક શક્તિઓ હતી એના પુરાવા રૂપ પણ છે. ૧૮૮૦ માં અભ્યાસ પૂરો કરીને મણિલાલ મુંબાઈ નોકરીએ ગયા ત્યારે બાલાશંકર પણ પિતાના આગ્રહથી અને એમની સિફારસથી મળેલી કસ્ટમ ખાતાની નોકરીમાં

ગોધરામાં કારકૂન તરીકે ગયા. મણિલાલે વિદ્યાર્થી તરીકે જ્વલંત કારકિર્દી પૂરી કરી હતી ત્યારે બાલાશંકર પાછળ રહી ગયા અને અભ્યાસ પૂરો કરી શક્યા ન હતા. આરંભમાં જ બાલાશંકરે વારસામાં મળવાનું ધન ગુમાવવું શરૂ કર્યું હતું તેથી એમને આર્થિક વિટંબણાઓની, અને કરુણ પરિણીત જીવનને અને વ્યાધિના હુમલાને લઈને અપકીર્તિની પનોતી મણિલાલને પણ બેઠી. બાલાશંકર ત્યાંથી આમોદમાં રેવેન્યુ ખાતામાં ગયા પણ તે વખતે બુદ્ધિશાળી અને ભણેલા લોકોમાં ખ્રિસ્તી ધર્મ પ્રત્યે હિંદની ધાર્મિક ઉદારતામાંથી જ એક પ્રકારનો પક્ષપાત જન્મ્યો હતો. બ. ક ઠાકોર, કાન્ત પણ બાલાશંકરનો પેઠે ખ્રિસ્તી ધર્મ તરફ આકર્ષાયા હતા. ઉલ્લાસરામના ભારે—લગભગ ભગીરથ ગણાય એવા પ્રયાસને અંતે બાલાશંકરનું મન વેદાંતને મળતા સુફીમત તરફ અને આખરે તંત્રમાર્ગ પ્રત્યે વળ્યું. આ પરિવર્તન થતાં મણિલાલ અને બાલાશંકર માનસિક જીવનમાં પાછા એકબીજાની સમીપ આવ્યા. ૧૮૭૯માં બાલાશંકરની અસ્થિર માનસિક અવસ્થા—એક પ્રકારનો Monomania–થવાથી મ ણલાલ એને બે મહિના મુંબાઈ પોતાની સાથે રાખવા અને મટાડવા માટે પ્રયત્ન કરવા માટે લઈ ગયા, એમાં પોતાના દોષનું માર્જન કરવાનો ખ્યાલ પણ હતો. અને એ બે મહિના બાલાશંકરે પોતાની અસ્થિર મનોદશામાં મણિલાલને ખૂબ વિતાડયું. ત્યારપછીનાં વર્ષોમાં બાલાશંકરમાં "વૈભવી વૃત્તિઓ" દાખલ થઈ. સ્વભાવ ખર્ચાળ બન્યો અને બાલાશંકર દેવું કરવાની ટેવમાં પણ પડી ગયા હતા તેથી, અને ઉલ્લાસરામ વગેરે વડીલો બાલાશંકરના દોષો માટે એમના સોબતીઓને થોડેઘણે અંશે પણ જવાબદાર ગણે એવી સકારણ બીકથી પણ મણિલાલ આ વર્ષો દરમ્યાન, હાઈસ્કૂલનો બાલિશ ઝઘડો પતી ગયો હતો તોપણ, બાલાશંકરથી દૂર રહેતા હતા.

મુંબઈની નોકરી મૂકીને મણિલાલ ભાવનગર ગયા એવામાં લગભગ ૧૮૮૫માં, ઉલ્લાસરામનું અવસાન થયું. બાલાશંકરને એમણે

પાંચ વર્ષની લાંબી રજા લેવડાવી હતી. બાલાશંકરે પિતા પાછળ કારજમાં ઘણો ખર્ચ કર્યો અને બીડનું કારખાનું શરૂ કરવામાં આર્થિક સાહસ પણ ખેડ્યું. એમાં પણ અવ્યવસ્થાને લઈને ભારે ખોટ ગઈ. પાછા આમોદમાં તિજોરી કારકૂનની નોકરી પર ચડવા બાલાશંકરે પ્રયત્ન કર્યો. પણ એ ફાવ્યું નહિ ૧૮૮૯માં "ભારતીભૂષણ" શરૂ કર્યું. એમાં કલાન્ત કવિ, હરિપ્રેમ પંચદશી, મૃચ્છકટિક વગેરે પોતાના અને બીજા લેખકોના લેખો પણ છપાયા. એ સાહસમાં પણ ખોટ ગઈ. આ બાજુ મણિલાલને ભારે મંદવાડને કારણે ભાવનગરની સારી નોકરી છોડવાની ફરજ પડી અને માંદગીમાં દવા વગેરેનો ઘણો ખર્ચ પણ થયો.

આ સમયે વડોદરા રાજ્ય તરફથી અનુવાદો કરવાનું ઊધડ કામ મણિલાલને મળ્યું અને ૧૮૯૦–૯૧માં બાળવિલાસને અંગે રા. હરગોવિંદદાસ કાંટાવાળા સાથે મણિલાલને ઝઘડો થયો. બાલાશંકર આ વખતે ખૂબ ખોટમાં હતા અને કોઈ ખાસ ધંધે વળગ્યા ન હતા. મણિલાલે ગજ્જર, દીવાન મણિભાઈ વગેરેને બાલાશંકરની શક્તિઓ અને આર્થિક ભીડથી વાકેફ કરી ફારસી અને ઉર્દૂ ગ્રંથોના અનુવાદ કરવાનું કામ અપાવ્યું. મણિલાલ–કાંટાવાળાના પેપરોમાં આવેલા ઉગ્ર ઝઘડામાં બાલાશંકર મણિલાલને પડખે રહ્યા હતા. મણિલાલે ૧૮૮૬–૮૭માં "કલાન્ત કવિ" અને "સૌંદર્યલહરી"ની અનુક્રમે સમાલોચના સુદર્શનમાં કરી, મણિલાલનો વડોદરા રાજ્ય સાથેનો સંબંધ ૧૮૯૪માં બંધ પડ્યો એટલે બાલાશંકર ગુ.વ.સોસાયટીમાં આસિસ્ટંટ સેક્રેટરી અને 'બુદ્ધિપ્રકાશ'ના તંત્રી તરીકે અમદાવાદ ગયા. પણ ત્યાં લાલશંકર વગેરેના ચોખલિયા વાતાવરણમાં ફાવતું નહિ આવવાથી રાજીનામું આપી છૂટા થયા. આ સમય દરમ્યાન મણિલાલે કલાપી પાસેથી પણ બાલાશંકરને આર્થિક મદદ અપાવવા પ્રયત્ન કર્યા હતા.

વડોદરા રાજ્યના સંબંધ પછી મણિલાલ અને બાલાશંકર વધારે ને વધારે સમીપ–લગભગ પૂર્વવત્–આવ્યા હોય એમ લાગે છે.

બાલાશંકરે જોધપુર, જેસલમેર, વિકાનેર, સીમલા વગેરે શહેરોમાંથી મણિલાલને જે પત્રો લખ્યા છે તેમાં એ નિકટતાનો ધ્વનિ સ્પષ્ટ છે. પૈસાની બાબતમાં મણિલાલ પણ એક રીતે જોતાં બાલાશંકર જેવા અકિંચન રહ્યા હતા, કારણ કે મણિલાલનો સ્વભાવ એ બાબતમાં નિર્લોભ જણાય છે. મણિલાલ મુંબઈની નોકરી દરમ્યાન જે કાંઈ બચતું તે બધું નભુભાઈને મોકલાવી આપતા. બાલાશંકર ઉદારતા, અવ્યવહારુતા અને વ્યવસ્થાની ખામીને લઈને સારી સ્થિતિમાંથી ગરીબ બની ગયા. દારૂ અને ચલમના વ્યસનને લઈને પણ એમના મગજની અસ્થિરતા રહ્યા કરતી. મણિલાલે પોતાના જીવનના છેવટના ભાગમાં જમીન રાખી યંત્રો વસાવી ખેતી કરવાનો લેખકને માટે સાહસ ભરેલો ગણાય એવો પ્રયોગ પૈસા ઉછીના લઈને કર્યો. એ સફળ થાત કે નહિ એ એક પ્રશ્ન છે. પરંતુ તે પહેલાં જ એમને રોગ થયો અને રોકેલી રકમ પાછી આપવામાં બધી જ મિલ્કત હોમાઈ જવાનો, બાલાશંકર જેવો જ પ્રસંગ, (બાલાશંકરને બેત્રણ પ્રસંગો બનેલા, મણિલાલને એક જ) બન્યો. અને એમાંથી કલાપીની ઉદારતાએ એમના કુટુંબને બચાવી લીધું. 'બાલ' છાપવાનું, બીડનું કારખાનું અને પ્રકાશન ત્રણે કાર્યોમાં, મણિલાલ ખેતીમાં અને કલાપી રાજ્યમાં સુવ્યવસ્થા સ્થાપન કરવામાં, એમ ત્રણે જણા નિષ્ફળ ગયા એ બીના ધ્યાન ખેંચે એવી છે. ત્રણેની પ્રકૃતિમાં કોઈ સમાન તત્ત્વની તો એ સાબિતી નહિ હોય? ૩૦–૪–૧૮૯૫ના એક પત્રમાં જોધપુરથી લખે છે "I have every hope that you will guard my interest in such a critical time."—આવા કટોકટીના પ્રસંગમાં તું મારી મિલ્કતની સંભાળ રાખશે એવી મને સંપૂર્ણ આશા છે" ૨૫–૩–૧૮૯૫માં લખે છે "Take care of children."–"બાળકોની સંભાળ રાખજો." વળી, ૧૯–૭–૧૮૯૫માં લખે છે "I do not wish to see Gajjar any more. Do not be anxious about it. God is great. He will

protect us in all our circumstances'.'–મણિલાલે ગર્જર પાસે આર્થિક મદદ લેવા માટે જવાની ગોઠવણ કરી હશે તેનો જવાબ અહિં આપેલો જણાય છે—'હું ગર્જરને હવે મળવા માગતો નથી. તું એ વિષે ચિંતા કરીશ નહિ. પ્રભુ મોટો છે, બધા સંજોગોમાં તે આપણું રક્ષણ કરશે." ૧૮૯૪–૯૫ની સાલમાં રજપૂતાનાનાં દેશી રાજ્યોમાં થતા જુલમો અને ત્યાં પ્રવર્તતી અંધાધૂંધી બહાર પાડવાનું કાર્ય બાલાશંકરે ઉપાડવાનો વિચાર કર્યો અને એ કાર્યમાં મણિલાલની મદદ માગી હતી. આ કાર્ય ક્યાંસુધી થયું હતું, એમાં સફળતા મળી કે નહિ એની વિગતો હું જાણી શકયો નથી. એ ચળવળ "બ્રિટિશ રાજ્યે દેશી રાજ્યો ઉપર સખત દેખરેખ રાખવાની જરૂર છે." એવા સૂત્ર ઉપર ચલાવાની હતી. ૧૮૯૫માં એક પત્રમાં મણિલાલે બાલાશંકરને નડિયાદ આવવાને આગ્રહ કર્યો હશે તેના જવાબમાં ૩૦–૧૦–૧૮૯૫માં બાલાશંકર લખે છેઃ—

શેરૂબાગ જોધપુર

તા. ૩૦–૧૦–૯૫

"મિત્ર તું મને નડિયાદ બોલાવે છે!!! શું સુખ પમાડવા !!! શરીરમાં શેરેક રકત રહ્યું હશે તે પણ હવે બાળી નાંખવા નડિયાદમાં આવું? નડિયાદનું મારૂં દૈવ ઊઠયું છે અને તે પણ તેમજ ચાહું છું. મારી પીડાઓ કંઈ મારી જાણમાં નથી તેમ નથી. પરંતુ જ્યાં હવા પણ દુશ્મન થઈ છે ત્યાં શું વળવાનું? હા, થોડેક દિવસે આવીશ જ પણ તે જે કંઈ રહ્યું છે તેની વાની વાળવા સ્મશાનભૂમિમાં એક જણ આવી ચાલ્યો જાય તેમ છેલ્લો આવવાનો જ છું. પછી જ્યાં નસીબ દોરશે તે ખરૂં. જ્યાં કંઈ પણ સહાય નહિ ત્યાં શું થઈ શકશે. પ્રભુ હજાર હાથનો ધણી છે. તે કોઈ વખત પણ એકાદ હાથ પણ લંબાવશે જ. છેલ્લું અવલંબન એ જ છે. છતી મિલ્કત તેમના હાથમાં આપ્યા છતાં હું ઊભો કેમ ફરૂં છું માટે જ લોકો દુઃખ દે અને મને મિલ્કત

ઉપર પણ નાણું ન મળે, એક કમાળાગામના કોળીને મિલ્કત ઉપર નાણું મળે અને મને ન મળે ત્યારે બહેતર છે કે સરકાર જ મારી વ્યવસ્થા સારી કરશે અને મારૂ પ્રમાણકપણું જાહેર કરી બધી વ્યવસ્થા એક રીસીવરને સોંપવાની કરીશ તો બહુ સારૂં છે. ઈશ્વર દુષ્ટોનો સંગ, તેમનું નામ, તેમનુ ગામ, સ્મરણ સર્વ કંઈ હવે મારી પાસે ત્યાગ કરાવે તો સારૂં.

આ લાગણી તું મિત્ર છે, હૃદય છે અને તને મારી લાગણી થાય છે તે મેં પરોક્ષ તેમ અપરોક્ષ સિદ્ધ કરી છે અને તે લાગણીને લીધે તું મને વારંવાર નડિયાદ બોલાવી નડિયાદનું સ્મરણ કરાવે છે ત્યારે તે ઊભરો ઝીલવાને પાત્ર તું જ છે તેમ ધારી લખું છે-તેમાં કંઈ ખોટું લાવીશ નહિ ''

પત્ર વાંચીને એમ થાય કે ભલે ભૂલો કરી પણ બાલાશંકર આખરે એ ભૂલોમાંથી શીખ્યા ! માનવ એ રીતે જ આત્મવિકાસ સાધે છે. ભૂલ કોણ નથી કરતું ? મણિલાલ અને બાલાશંકર પોતાની ભૂલો જોઈ સમજી અને સ્વીકારી શકયા એમાં એમનો સાચો વિકાસ છે, અને એમની મહત્તા પણ છે. મણિલાલ અને બાલાશંકરની મૈત્રી અનેક વારા-ફેરામાં પણ દૃઢ ટકી હતી અને બન્ને બાળલંગોટિયા મિત્રો છેવટ સુધી એક બીજાના નિકટના મિત્રો રહ્યા હતા એ પણ આ પત્ર ઉપરથી સ્પષ્ટ થાય છે. સાહિત્યના ક્ષેત્રમાં આવી મૈત્રી વિરલ દેખાય છે.

# ૧૦. મણિલાલ અને કલાપી

મણિલાલનો મિત્રવર્ગ બહોળો હતો. પરંતુ મણિલાલની પ્રવૃત્તિમાં વિશિષ્ટ સંબંધવાળું કોઈ પરમ પ્રેમસ્થાન શોધવાની ધગશ ઘણી પ્રબળ હતી. આ વસ્તુ એમના આત્મવૃત્તાંતમાંથી પણ આપણે જાણીએ છીએ. એવા સંબંધોની શોધમાં મણિલાલને નિષ્ફળતા મળી હતી અને એવા અનુભવોની ખોજમાં સહન કરવાનું પણ એમને ભાગે આવેલું હતું એમ લાગે છે. પ્રેમના એવા સાચા સંબંધોને નિકટતાપૂર્વક અને ભાવની ઉત્કટતા અને આદર્શ વિશુદ્ધિ સહિત ટકાવવા માટે જે તત્ત્વો માનવપ્રકૃતિમાં આવશ્યક છે તેનો ઉભય પક્ષે અભાવ કે તેને માટે અક્ષમતા હોવાને કારણે લાંબા ટકતા નહિ, અથવા તો વિપરીત પરિણામમાં પણ લઈ જતા. સામાન્ય રીતે એવું પણ બને છે કે જેના પ્રત્યે માનવ ખૂબ આસક્ત હોય છે, જેના પ્રત્યે પ્રાણનું આકર્ષણ બળવાન હોય છે, તેની સાથે વિક્ષેપ પડતાં તેને માટેનો તિરસ્કાર પણ એટલો જ તીવ્ર થાય છે. મણિલાલનો પ્રેમ મુખ્યત્વે એવી પ્રાણની આસક્તિવાળો હોવાથી પોતાના સંબંધોમાં મણિલાલ તીવ્ર ગમાઅણગમાવાળા આપણને દેખાય છે.

પરંતુ મણિલાલ–કલાપીના સંબંધ વિશે કહી શકાય કે તે આ પ્રકારનો મૂળથી જ નહોતો. "કોઈ પરમ પ્રેમસ્થાન" પ્રાપ્ત કરવાની જે વૃત્તિ મણિલાલના જીવનમાં નિષ્ફળ નીવડી હતી તે વર્ગમાં કલાપી પ્રત્યેની વૃત્તિને મૂકી શકાય તેમ નથી. બન્નેનો સંબંધ શરૂ થયા પછી અવિચ્છિન્ન અને એકધારો રહ્યો અને વહ્યો લાગે છે, અને તે 'સખા' કે 'પ્રેમસ્થાન' કરતાં ગુરુ–શિષ્યનો, વડીલ–વત્સલનો, વધારે હતો. આમ હોવાથી જે સંબંધો આરંભમાં ગાઢ આસક્તિરૂપે અને

પરિણામે તીવ્ર વિક્ષેપ કે નિરાશારૂપે મણિલાલના જીવનમાં પરિણમ્યા હતા તેમાં મણિલાલ–કલાપી અને મણિલાલ–બાલાશંકરના સંબંધો વચમાં વચમાં થોડા તડકાછાંયડી અનુભવવા છતાં એકંદરે સારા અને સુંદર રીતે ટકેલા લાગે છે. કલાપી અને મણિલાલનો સંબંધ મોડો આરંભાયો એટલે મણિલાલની પ્રકૃતિમાંથી યુવાવસ્થાની અપકવતા ઓછી થઈ ગઈ હતી. જ્યારે બન્નેનો સંબંધ શરૂ થયો ત્યારે ૧૮ વર્ષનો કલાપી ૩૪ વર્ષના મણિલાલને પત્ર દ્વારા મળે છે. એ સંબંધમાં કલાપીને પક્ષે પૂજ્યબુદ્ધિ હોય એ સ્વાભાવિક છે.

૨૭–૧૦–૧૮૯૨ ના પત્રમાં લખે છે: "આપના શિષ્યવર્ગની છબીઓ સાથે મારી છબી પણ લટકેલી જોઈ મને આનંદ થશે માટે આપ સ્વીકારશો."—આવી પૂજ્યબુદ્ધિ સામે શરૂ થયેલો એ સંબંધ ગુરુશિષ્યભાવની ખૂબ જ નજીક પહોંચીને છેક છેવટ સુધી કાયમ રહ્યો હતો. સમાનશીલ વ્યક્તિઓ વચ્ચે વયનું અંતર છતાં કેવો ગાઢ પરિચય જામી શકે છે તેનું આ બે સાહિત્યકારો વચ્ચેનો સંબંધ સુંદર ઉદાહરણ પૂરું પાડે છે. સંબંધની શરૂઆત કલાપી તરફથી થઈ જણાય છે, જેમાં મણિલાલની ગઝલો પ્રત્યે કલાપીનુ આકર્ષણ, હિંદુ ધર્મશાસ્ત્રો અને મીમાંસાના વેત્તા તરીકે, વેદાંતી તરીકે મણિલાલની વિશિષ્ટ કીર્તિ વગેરે કારણો પણ કાંઈક અંશે જવાબદાર હોઈ શકે. પરંતુ કલાપીએ એ સંબંધ શોધ્યો અને કાળજીપૂર્વક કેળવ્યો એમાં મણિલાલનું તે સમયના જીવનનું કેવું સ્થાન અને કેવી અસર હતી તે પણ આપણને જોવા મળે છે મણિલાલની જોડેની આ ગાઢ સમીપતા પ્રત્યક્ષ મિલન થયા પહેલાં દેખા દે છે. કેવળ પત્રવ્યવહારથી તેઓ એકબીજાની એટલા નિકટ આવી જાય છે કે કાઠિયાવાડનાં રાજ્યોમાં પ્રચલિત એવી પોતાના કુટુંબની ગોપ્ય બાબતો પણ કલાપી વિના સંકોચે મણિલાલને પત્રમાં લખે છે તથા પોતાનાં ખાનગી કૌટુંબિક જીવનની પણ સહસા ન કહી શકાય એવી બાબતો પત્રમાં

લખીને મણિલાલની સલાહ અને દોરવણી માંગે છે. આ સહજ જન્મેલી ગાઢતા છેવટ સુધી જળવાઈ રહી એનું એક કારણ બન્નેની જીવનલીલા—ખાસ કરીને મણિલાલની વહેલી સંકેલાઈ એ પણ હોઈ શકે. હું માનું છું કે મણિલાલને આ મીઠા સંબંધથી ઘણું સુખ અને સંતોષ થયાં હોવાં જોઈએ. કલાપી એમને "સ્નેહીગુરુ". "હૃદયના વ્હાલા દેવ" વગેરે સંબોધનથી પત્ર લખે છે. એટલું જ નહિ પરંતુ લાઠી રાજ્યના સલાહકાર તરીકે નિમાયા હતા તેના કાયદેસરના અધિકાર કરતાં કલાપીના ઉપર મણિલાલની ઘણી વ્યાપક અસર હતી. કલાપીના અંગત આત્મોન્નતિના પ્રશ્નથી માંડીને કુટુંબ, રાજ્ય વગેરે સર્વ ક્ષેત્રોમાં મણિલાલ કલાપીના Guide, philosopher, and friend ગુરુ, સલાહકાર અને મિત્ર હતા. રાજ્યની વ્યવસ્થામાં કલાપીએ ધ્યાન આપવું જોઈએ તથા શોભના જોડે સંબંધ રાખવો હોય તો તે જાહેર રીતે લગ્ન કરીને રાખવો જોઈએ એ વગેરે સલાહ માણલાલે કલાપીને આપી હતી એમ જણાય છે: આત્માની ઉન્નતિ માટે "ૐ"નો જપ, ગીતાનો પાઠ અને ધ્યાનનો અભ્યાસ કરવાના પ્રયત્ન પણ મણિલાલના આદેશ અનુસાર કલાપીએ કર્યા હતા. કવિતાઓ લખીને કલાપી મણિલાલને સુધારવા માટે મોકલતા. આમ આ બન્ને વચ્ચેનો સંબંધ નિર્મળ અને નિખાલસ હતો, અને હું માનું છું કલાપીના ઘડતરમાં અને લાઠી રાજ્યમાં સુવ્યવસ્થા સ્થાપન કરવાના પ્રયત્નમાં મણિલાલે પોતાના જીવનમાં જે Frustrationની–નિષ્ફળતાની ઉગ્ર લાગણી થઈ હશે તેનો કાંઈક બદલો મળેલો હોવો જોઈએ. કલાપીએ બેચાર વખત રાજ્ય છોડીને નાસી જવાના વિચારો કર્યા હતા અને એક પત્રમાં પોતે કબૂલ કરે છે કે એ પ્રમાણે નાસી ન જવાની વાત બુદ્ધિપૂર્વક કે યુક્તિપૂર્વક એના મન ઉપર કોઈએ પણ ઠસાવી હોય તો તે મણિલાલ હતા. ચંચળ, અધીર અને લાગણીપ્રધાન પ્રકૃતિના એ ઉદાર રાજવી–કવિએ મણિલાલના અવસાન પછી પણ રાજપાટ છોડી જવાના ઉધામા એકબે વખત કર્યા હતા. વળી, અતિશય લાગણી-

પ્રધાન અને અવ્યવસ્થિત જુવાન કલાપીને રાજ્યની વ્યવસ્થામાં ધ્યાન આપવાનું શુષ્ક કામ મણિલાલ જ્યારે જ્યારે તક મળે ત્યારે બતાવવાનું ચૂકતા નહિ.

કાન્ત, ગોવર્ધનરામ અને જટિલ એમના સંબંધમાં પણ કલાપી આવેલા. વળી ગોવર્ધનરામનો સંબંધ મણિલાલ જોડેના સંબંધ સાથે જ શરૂ થયો હતો છતાં એના જેવો ખીલી શક્યો હોય એમ લાગતું નથી. અને મણિલાલના મરણ પછી કલાપીએ ગોવર્ધનરામની દોરવણી માટે માગણી કરી ત્યારે છ વર્ષના ગાળા પછી એમનો સંબંધ વળી પાછો શરૂ થયો. અને ત્યારે પણ મણિલાલની નિકટતાને પહોંચી શક્યો હોય એમ લાગતું નથી કાન્તનો સંબંધ સ્નેહીમિત્રના જેવો વધારે હતો. અલબત્ત, કલાપીનાં જીવનમાં ઉપસ્થિત થયેલા ગૂંચવણભર્યા પ્રેમના પ્રશ્નો વિશે કલાપીએ ઘણાને પૂછ્યું હતું, તો પણ કાન્ત પોતે જ મણિલાલ વિશે આરંભમાં ઘણો પૂજ્યભાવ ધરાવતા હોવાથી કલાપી ઉપર એમની અસર મણિલાલની સમકક્ષાની હોવાનો સંભવ નથી. વળી એ પણ ધ્યાનમાં લેવાનું છે કે કાન્તે પોતાને પ્રિય સ્વીડનબોર્ગિય ક્રિશ્ચિયન સાહિત્ય વાંચવાની ભલામણ કલાપીને પણ કરેલી. એ પ્રમાણે કલાપીએ વાંચન કરેલું પણ આખરે તેનાથી સંતોષ ન થયો એમ લાગે છે અને મણિલાલના વિદેહ થયા પછી પણ કલાપી થિયોસોફીસ્ટ બન્યા. જટિલ અને કલાપીનો સંબંધ સાહિત્યચર્ચા પૂરતો વધારે હોય એમ લાગે છે અને તેમાંથી મૈત્રીના અંકુરો પણ ફૂટેલા પરંતુ પછી તો કલાપીનો દેહાંત થઈ જવાથી એનો પરિપાક થવાનો વખત આવ્યો જ લાગતો નથી.

કલાપીના સંબંધને પરિણામે 'સુદર્શન'માં દેશી રાજ્યો સંબંધી વિષયો ઉપર લેખો લખવાની પ્રેરણા મણિલાલને મળેલી જણાય છે, જેનાં ઉદાહરણમાં 'કારભાર' વગેરે લેખો જાણીતા છે. દેશી રાજ્યમાં રાજાના ઉપર જેની અસર વધારે હોય છે તે વ્યક્તિ લાંબો વખત

છૂપી રહી શકતી નથી. એટલે લાઠીના રાજકારણમાં નડિયાદના તાત્યા સાહેબની દીવાન તરીકેની નિમણુક મણિલાલની અસરને આભારી હોય એમ મનાયું હોય એ સ્વાભાવિક છે. વળી, લાઠીના પ્રજાજનોમાંથી અને રાજ્યના ભાયાતોમાંથી પણ મણિલાલના પર અનેક પત્રો અનેક કામો પરત્વે આવતા, રાજ્યમાં ચાલતી અવ્યવસ્થા દૂર કરવા માટે અરજીઓ થતી તેમાં, "પૂરેપૂરું ન વાંચો તો ઈશ્વરના સોગન છે," એવાં મથાળાં સહિતની ખેત્રણ અરજીઓ પણ મણિલાલના ઉપર આવેલી મેં જોઈ છે. યશવંતસિંહ કરીને એક ભાયાતનો પત્ર નીચે આપ્યો છે.×

કલાપી અને મણિલાલ વચ્ચે આર્થિક સંબંધ પણ હતો. વળી મણિલાલના પ્રકાશનો માટે પણ કલાપીની મદદ તૈયાર હતી એમ લાગે છે. અને આખરે સદ્‌ગૃહસ્થ સાંકળશેઠનો હાથ ઈંદોરની દુકાનમાં ગયેલી ખોટને લીધે ભીડમાં આવી પડ્યો ત્યારે તે મણિલાલને "વાસણા ખાતાના .લલ્લુભાઈને તમારા હિસ્સાના રૂપિયા ૩૮૦૦ નવાખાતાના રૂપિયા ૨૦૦૦ મળી રૂપિયા ૫૮૦૦ની ભીડમાં હું પડી ગયો છું" એમ જણાવે છે. રૂપિયા ૫૮૦૦ માટે માંગણી કરી હતી તે હવે "દયાદૃષ્ટિ કરી મને ભીડમાંથી મુક્ત કરવાનો તમને અડચણ ન પડે તેવો ઉપાય રચવો જોઈએ." આટલી ભીડ છતાં મણિલાલ

---

×૨૮૯૮નો લાઠીનો પત્ર. લખનાર યશવંતસિંહ પૃથ્વીરાય.

"મહેરબાન ઠાકોર સાહેબ તરફથી હજૂ મારું કાંઈ થયું નથી. આજે ૩ા વર્ષથી રોજ ચાર ચાર રોજની મુદતો આપ્યે જાય છે. થતું નથી કાંઈ, વચન પળતું નથી. જીભ રહેતી નથી, કહ્યું કાંઈ માનતું નથી, જેથી હું બહુ દૂખી થાઉં છું......હું તેમના બાપનો દીકરો છું તો મારે વધારે નહિ તો અનાજ તો પૂરતું ખાવા જોઈએ જ. આખો મુલક લાખો રૂપિયા લૂંટી જાય છે અને મને પૂરતું અનાજ પણ નહિ, આપ જેવા એક મિત્ર છતા કાંઈ પણ શિખામણ ન આવે ત્યારે હું માનું છું કે લાઠીમાથી અંધકાર કદી નહિ જશે."

અને સાંકળશેઠનો અંગત, અનેક સારા માઠા પ્રસંગોમાંથી પસાર થયેલો, એ સંબંધ એટલો સારો રહ્યો હતો કે તા. ૬ના પત્રમાં સાંકળશેઠ મણિલાલને લખે છે કે "તમારે ઉપાડ કરીને આપવા પડે તો તેમ કરવાની જરૂર નથી પણ મને ભીડમાંથી મુક્ત કરવાની કાળજી રાખવી." ઉપલબ્ધ સામગ્રી પરથી જણાય છે કે તા. ૧૭-૭-૧૮૯૮ સુધી એ રકમ અપાઈ નહતી. વળી, પોતાના મિત્રને ભીડમાં બનતી મદદ કરવા માટે સાંકળશેઠના દાગીના કે એવી કોઈ મિલ્કતના અવેજમાં સાંકળશેઠનું નામ છતું કર્યા વગર મણિલાલ તેને રૂપિયા ૮૦૦૦ ની રકમ ઊભી કરવામાં જ મદદ કરી હોય એમ લાગે છે. કદાચ આ સંબંધમાં જ રૂ. ૬૦૦૦ની લોન કલાપી પાસેથી લીધેલી હોય એમ જણાય છે. (જુઓ કલાપીના ૧૪૪ પત્રમાંનો જટિલ પરનો પત્ર નં ૭૭-૨૦, પાનું ૬૩) પરંતુ, એ બાબતની આખી જવાબદારી માનસિક સ્થિતિમાં અશાન્તિ ઉપજાવતી હોવાથી કલાપીએ પોતે વાસણાની જમીન પેટે કુલ્લે રૂપિયા દશથી અગિયાર હજાર ખોટ ખાતે ઉદારતાથી ભરપાઈ કરી આપ્યા હતા. આવી બાબતમાં રાજા હોવા છતાં કલાપી સાહિત્યકારનાં સ્વમાનની ખૂબ કાળજી રાખીને પોતાનો મિત્રધર્મ બજાવતા એમ લાગે છે. મણિલાલના કહેવાથી તેમ બીજા કેટલાક હિતૈષીના આગ્રહથી કલાપીએ રાજપાટ છોડી નાસી જવાનું માંડી વાળ્યું હતું તેમ રાજપાટની વ્યવસ્થા ધ્યાન આપવાના એચાર સહૃદય પ્રયત્નો પણ કર્યા હોય એમ લાગે છે. જો કે તેમાં તેઓ સફળ થયા નથી એવો એકરાર પણ પોતાના પત્રમાં કરે છે અને એ રીતે પોતાની જાતના વિશે સાચું જ્ઞાન કલાપીને હતું એમ આપણને જણાય છે.

# ૧૧. મણિલાલ અને કાન્ત

મણિલાલ અને કાન્તનો સંબંધ કેવી રીતે થયો તેની વિગત મારા જાણવામાં આવી શકી નથી. પણ એ સંબંધ બાલાશંકર કે કલાપી જેવો નિકટનો થઇ શક્યો નહતો. કાન્તે વડોદરા રાજ્યની શિક્ષકોને તૈયાર કરનારી ટ્રેનિંગ કોલેજમાં શિક્ષક તરીકે નોકરી કરી હતી તે વખતે કલાભવનના પ્રિન્સિપાલ ત્રિભુવનદાસ ગજ્જર હતા અને બન્ને સંસ્થાઓ રાજમહેલની સામેના એક જ મકાનમાં કાર્ય કરતી હતી. સંભવ છે કે મણિલાલનો સંબંધ ગજ્જર મારફત થયો હોય. ગમે તેમ હોય પણ ૧૮૯૪માં મણિલાલે 'પ્રાચીન કાવ્યમાળા" સંબંધી કાન્તને પત્ર લખ્યો હતો અને કાન્તે તેનો ઉત્તર પણ આપ્યો હતો. ઘણું ખરું ૧૮૯૪—૯૫માં "જ્ઞાનસુધા"માં કાન્તે મણિલાલના 'સિદ્ધાંતસાર'નું અવલોકન પત્રના રૂપમાં કર્યું હતું. તે પાછળથી પુસ્તકરૂપે પ્રકટ થયું હતું. એમાં પ્રભુના વ્યક્તિત્વની અગત્ય દર્શાવવાનો અને અપૌરુષેય બિનંગત બ્રહ્મસ્વરૂપની માનવને માટે અપૂર્ણતા દર્શાવવાનો પ્રયત્ન કાન્તે કર્યો હતો. પરંતુ કાન્તના વિચારોમાં સતત પરિવર્તન થયા જ કરતું લાગે છે. એટલે થોડા વખત પછી એમને મણિલાલના વિચારો સાચા લાગ્યા. ત્યાર પછી સ્વીડનબોર્ગના વિચારો આખરી લાગ્યા. ૧૮૯૭માં મણિલાલે કાન્તને પત્ર લખ્યો હતો જેના ઉત્તરમાં કાન્ત મણિલાલનો ઘણો ઉપકાર માને છે અને મણિલાલના અંગત જીવન વિશે જાણવાની આકાંક્ષા જણાવે છે, અને મણિલાલનું

'આત્મવૃત્તાંત' વાંચવાની માગણી કરે છે. આમ મણિલાલે આત્મવૃત્તાંત લખેલું છે એ હકીકત તે વખતે પણ સાહિત્યના જગતમાં જાણીતી હતી એમ લાગે છે. પોતાના ઉત્તરમાં કાન્ત જણાવે છે કે પોતાની બધી શક્તિઓ મણિલાલના આદર્શની સિદ્ધિને અર્થે વપરાશે. કાન્તને અદ્વૈતનો સાક્ષાત્કાર કરવાની તીવ્ર અભીપ્સા હતી. પોતાની લાગણીના ઊભરામાં કાન્ત મણિલાલને પોતાના 'ગુરુ' થવાની માગણી કરે છે. I call no living man my master, though some have taught me, save yourself." –"તમારા સિવાય બીજા કોઈને હું 'ગુરૂ' તરીકે સંબોધતો નથી, જો કે મને શીખવ્યું છે ઘણાએ."—એ 'કાન્ત' નું વાક્ય લાગણીની અતિશયતા અને સાક્ષાત્કાર માટેની તીવ્ર આકાંક્ષાઓનું વધારે દ્યોતક છે, કારણકે થોડા જ વખત પછી તેઓ સ્વીડનબોર્ગને પોતાના માર્ગદર્શક, ગુરુ–તરીકે સ્વીકારવાના હતા! બીજો પત્ર ૧૯–૫–૯૭નો મળ્યો છે તેમાં પોતાને ખાસ કાંઈ પૂછવાનુ નથી એમ જણાવીને લખે છેઃ–" I want to know those moments of your life when you had most of feeling It is therefore that I want to see your record." — "તમારા જીવનની જે ક્ષણો સૌથી વધારે લાગણીભરી હતી–જ્યારે લાગણીનો સૌથી જબરો જુવાળ તમે અનુભવ્યો હતો. તે વિષે હું જાણવા માગું છું અને એટલા માટે જ તમારું આત્મવૃત્તાંત વાંચવાની માગણી કરું છું." 'કાન્ત' તત્ત્વદર્શી કે મીમાંસક ન હતા. એટલે કે જીવનના મહાન પ્રશ્નો પ્રત્યે–ઈશ્વર, જગત, જીવ વગેરેનો નિર્ણય કરવામાં પણ એમનું દૃષ્ટિબિંદુ તાર્કિક, બુદ્ધિપ્રધાન ન હતું. તેનો આ પત્રમાંથી આપણને પુરાવો મળી રહે છે અને સાથે સાથે એવા ભક્તિભાવની ઝંખનાવાળા માનસે જે માર્ગે આધ્યાત્મિક જીવનમાં પ્રગતિ કરવી જોઈએ તે એમનાથી અનેક અંતરના અને બહારના સંજોગોને લીધે થઈ શકી નહિ. તેનું કારણ પણ થોડે અંશે સમજાય છે. છેવટનો

કાગળ ૧૬-૨-૧૮૯૮નો છે: એમાં લખે છે.—

"You first began the great movemen' of directing the attation of our brethren to the light above them, which they have been perversely keeping out. I too heard your angry warnings, and for a time disregarded you; and then began to look about me and saw the light. The consequence is that I joined myself with you in thought. I cannot see far into the movement as it is infinite and divine: but I have full faith in its potency."

"આપણા બાંધવોનું ધ્યાન એમનાથી ઊર્ધ્વમાં આવી રહેલ દિવ્યજ્યોતિ પ્રત્યે ખેંચવાની ચળવળનો આરંભ સૌથી પ્રથમ તમે કર્યો,– એ પહેલાં તેઓ એ જ્યોતિની ઉપેક્ષા કરતા હતા. મેં પણ તમારો ચેતવણી આપતો ગુસ્સાભર્યો સાદ સાંભળ્યો; અને થોડો સમય તો મેં તમારી ઉપેક્ષા કરી. પછી મેં મારી આજુબાજુ દૃષ્ટિ કરી અને મને જ્યોતિનાં દર્શન થયાં, આ વસ્તુસ્થિતિનું પરિણામ એ આવ્યું કે હું તમારી જોડે માનસિક વિચારમાં જોડાયો હું અત્યારે એ ગતિધારાનું ભાવિ બરાબર જોઈ શકતો નથી. કારણ કે તે અનંત છે, દિવ્ય છે: પણ એનામાં રહેલી અપ્રગટ શક્તિમાં મને પૂરેપૂરી શ્રદ્ધા છે."

× × ×

છેવટમાં લખે છે—"Swedenburg insructs me more and more. He is surely a messenger from Heaven. He has disclosed such an ocean of truth that my fever has passed away. My progress now rests with me alone as the high road is no longer invisible to me"

"સ્વીડનબોર્ગ મને વધારેને વધારે બોધ આપે છે. એ સાચે જ સ્વર્ગનો દૂત છે. એણે સત્યનો એવો તો વિશાળ મહાસાગર પ્રગટાવ્યો છે કે મારો માનસિક જ્વર હવે દૂર થઈ ગયો છે. મારી પ્રગતિનો આધાર હવે કેવળ મારા ઉપર રહેલો છે કરણ કે ઊર્ધ્વનો

માર્ગ હવે મારે માટે અદૃશ્ય રહ્યો નથી.'—(૧૬-૨-૧૮૯૮)

આ પત્રોમાંથી કાંતની પ્રકૃતિના એક ઊંડામાં ઊંડા તત્ત્વને આપણે જોઈ શકીએ છીએ. ભાવ, ઉત્કટ, તીવ્ર લાગણીમયતાનું આકર્ષણ, પરમ સત્યને એવા લાગણીમય સાક્ષાત્કારનો વિષય બનાવવાની તમન્ના, અંતરમાં જાગ્રત અભીપ્સાની જ્વાળા વગેરે આધ્યાત્મિક ઉન્નતિ માટે આવશ્યક સામગ્રીનો અગત્યનો ભાગ કાંતમાં આપણને દેખાય છે. પણ બુદ્ધિની સૂક્ષ્મતા અને સંકલ્પશક્તિની દૃઢતા એટલા પ્રમાણમાં પ્રકટ થતી નથી. એવી ઊર્ધ્વ અને તીવ્ર આવેગોવાળી પ્રકૃતિના પ્રયત્નો ઘણુંખરું સ્થિર અને સંગીન આધ્યાત્મિક પરિણામો નથી સાધી શકતા, કારણ કે એવા પ્રયત્નને ટકાવવા માટે સંકલ્પની દૃઢતા અને સત્યાભાસોને પારખવા માટે આવશ્યક બુદ્ધિની સૂક્ષ્મતાનો એમનામાં અભાવ હોય છે. થોડા જ મહિનાના ગાળામાં મણિલાલ 'એક માત્ર ગુરુ' હતા તે મટીને સ્વીડનબોર્ગ તેનું સ્થાન લે છે!—

પણ એ વિષયાંતર અહીં અસ્થાને છે. મણિલાલ અને કાંતનો સંબંધ કેવો હતો તેના પર આ પત્રોથી ઘણો પ્રકાશ પડે છે.

## ૧૨. ૧૮૯૫ થી ૧૮૯૮

વડોદરા રાજ્યમાંથી છૂટા થયા પછી મણિલાલ નડિયાદમાં જ રહ્યા હતા. દિવસના મુકરર કલાકો લેખનકાર્યમાં ગાળતા અને બાકીનો વખત નડિયાદના જાહેર અને સામાજિક જીવનમાં ભાગ લેવામાં અને મિત્રોને મળવા હળવામાં જતો. સાંજના કોઈવાર ફરવા માટે જવાનું થતું, પણ ઘણુંખરું ગોપાળદાસ દેસાઈને ઘેર દેસાઈ-વગામાં નમતો પહોર થયા પછી મિત્રમંડળ મળતું. ઉનાળાના દિવસોમાં ભાંગ પીવાનો કાર્યક્રમ રહેતો. એવી બેઠકો દરમ્યાન વાતાવરણ ગંભીર અને ચર્ચાઓ-વાળું હોય તો ઘણીવાર મજાકમશ્કરી અને તોફાનમસ્તીવાળું પણ હોય,—ઓશીકાંથી મારામારી કરવા સુધી મસ્તીતોફાન થઈ શકતું!

આ સમયમાં ૧૮૯૫ માં "આત્મનિમજ્જન", ૧૮૯૬માં વડોદરા, સયાજી જ્ઞાનમંજૂષા માટે 'ચેતનશાસ્ત્ર", ૧૮૯૭ માં બુલ્વર લીટનનું ઝેનોનીના અનુકરણરૂપ "ગુલાબસિંહ," "વૃત્તિપ્રભાકર' વગેરે પુસ્તકો લખાયાં. ગૌરીશંકર ઓઝા—ગગા ઓઝા—નું જીવનચરિત્ર લખવાનું મણિ-લાલે ૧૮૯૪-૯૫માં સ્વીકાર્યું હતું, પણ તે કાર્યનો આરંભ ૧૮૯૭માં કર્યો લાગે છે. એને માટે સામગ્રી ગૌરીશંકરના પુત્ર વજલભાઈ પૂરી પાડવાના હતા. એમને માટે ૧૦૨ પ્રશ્નોનો એક પત્ર મણિલાલે તૈયાર કર્યો એ ઉપરથી મણિલાલની કાર્યપદ્ધતિ કેટલી સર્વગ્રાહી હતી તેનો આપણને ખ્યાલ આવે છે. એ વિષયનાં પ્રકરણોનાં મથાળાં કરીને મણિલાલે મનઃસુખરામની અનુમતિ માટે મોકલ્યાં,—કારણ કે

જીવનચરિત્રનું કામ એમણે અપાવ્યું હતું અને એમની અનુમતિથી પ્રકટ થવાનું હતું. એના વિશે મનઃસુખરામે મણિલાલને નીચે પ્રમાણે સૂચના કરી હતીઃ—

(૮-૮-૧૮૯૭). "૪ થી ૮ પ્રકરણો રાજપ્રકરણી છે તે બહુ સાવધાનીથી એવી રીતે લખવાં કે ભૂતાર્થ વિના અન્ય કોઈ સ્તુતિનિંદાત્મક આવે નહિ. એવાં ચરિત્રો લખવાનો પ્રચાર છે. ત્યાં પણ એવા પ્રચલિત પ્રસંગોને ગાળીને જ લખવાની રીતિ છે તે આપને અજ્ઞાત નહિ હોય."

જીવનચરિત્રના આદર્શમાં ત્યાર પછી ગુજરાતી સહિત્યમાં કેટલી પ્રગતિ થઈ છે તે આપણે જાણીએ છીએ. મણિલાલે પાંચેક પ્રકરણો લખ્યા પછી લખવા બાબત મતભેદ પડવાથી મણિલાલે એ પુસ્તક પૂરું કર્યું નહિ; છેવટે કૌશિકરામ મહેતાએ તે પૂરું કર્યું.

૧૮૯૭મા મણિલાલે વાસણા ગામમાં જમીન રાખી અને યંત્ર વડે ખેતી કરવાને એન્જિન પંપ વગેરે સાધનો મંગાવ્યાં. આજીવન સાહિત્યનું જ કામ કરનાર મણિલાલને આ તદ્દન અજાણ્યા અને અનુભવ વગરના ક્ષેત્રમાં પ્રયોગ કરવાની મરજી શાથી થઈ તે બરાબર સમજી શકાતું નથી. જમીન વેચાતી લેવામાં અને ઓજારો વગેરે વસાવવામાં શરૂઆતની મૂડી મેળવવા માટે મણિલાલને દેવું કરવાની ફરજ પડી લાગે છે. સદ્‌ગૃહસ્થ સાંકળશેઠના કેટલાક કાગળો ઉપરથી જણાય છે કે એમની અને મણિલાલની વચ્ચે પૈસાની લેવડદેવડ થઈ હતી. ૧૮૯૮માં સાંકળશેઠની ઇંદોરની શાખા-પેઢી મુશ્કેલીમાં આવી ત્યારે એમણે મણિલાલ પાસે પૈસાની ઉઘરાણી કરેલી. (આ વિશે મણિલાલ કલાપીના સંબંધમાં વિગત આપેલી છે.) ૧૮૯૮માં મણિલાલ નડિયાદના ઑનરરી મૅજિસ્ટ્રેટ નિમાયા હતા, અને નડિયાદની મ્યુનિસિપાલિટીમાં પણ રસ લેતા હતા. મણિલાલને સંગીતનો પણ શોખ હતો, એટલે કોઈ સારો ગવૈયો

આવતો તો તેને લાઠી મોકલતા. એકવાર લાઠીના કાર્યને અંગે એમને લાઠી જવાનું પણ થયું હતું એમ લાગે છે. બાવાભાઈ વૈદ્યની દવા કર્યા પછી મણિલાલ શ્રીયંત્ર પહેરતા—કારણ કે બાવાભાઈ શાક્ત હતા—અને રોજ સંધ્યા ઉપરાંત ચંડીપાઠ કરતા. છેલ્લાં બે વર્ષમાં વાસણાની જમીનની દેખરેખ રાખવામાં પણ વખત ગાળતા હતા.

૧૮૯૮ (સપ્ટેંબર)માં મણિલાલને કમળો થયો. એ વખતે દવામાં પાચનશક્તિને મદદ કરવા માટે પેપ્સીનવાળી દવા લેવાની દાક્તરે ભલામણ કરી, તે પ્રમાણે દવા લાવવામાં આવી; પણ વિગત વાંચતાં ગાયનાં વાછરડાંના પેટના રસમાંથી એ બનાવવામાં આવે છે એ જાણતાં મણિલાલે સીસી દૂર ફેંકી દીધી હતી. કમળાને લઈને તાવ આવતો હતો તેમાંથી ડબલ ન્યુમોનિયાની અસર દેખાઈ. એના ઉપચારો કર્યા અને કાંઈક ફેર પડચો એમ દેખાયું, પરંતુ પેટ સાફ લાવવા માટે જુલાબ આપ્યો તેને પરિણામે દર્દ વધ્યું અને એમાંથી જમણી બાજૂ શૂળ શરૂ થઈ. આને લઈને બોલવાનું બંધ થઈ ગયું આમ બે ત્રણ દિવસની માંદગીને પરિણામે ૧લી ઑક્ટોબર ૧૮૯૮ની રાત્રે સાડા આઠ વાગ્યે ૪૦ વર્ષની વયે મણિલાલે દેહ છોડયો.

મરતાં પહેલાં થોડા દિવસ અગાઉ મણિલાલને પોતે બચશે નહિ—એમ લાગેલું હોવું જોઈએ, કારણ કે પોતાની મિલકતનું 'વીલ'—વસિયતનામું એમણે તૈયાર કર્યું હતું. પરંતુ વાસણાની જમીન પેટેનું દેવું તો ઊભું જ રહ્યું લાગે છે. મણિલાલની આર્થિક સ્થિતિ એમના મરણ વખતે એવી ન હતી કે તેમાંથી દસ હજાર રૂપિયાનું દેવું આપી શકાય. મણિલાલને આ બાબત ચિંતા પણ હતી, પરંતુ કલાપીની ઉદારતા મણિલાલના મરણ પછી એમના કુટુંબની મદદે ન આવી હોત તો શક્ય છે કે મણિલાલની બધી જ મિલકત એ દેવું આપવામાં ખર્ચાઈ જાત. આ જાહેરને અજ્ઞાત રહેલી કલાપીની ઉદાર સહાય કલાપીની પ્રકૃતિ ઉપર તેમજ મણિલાલ અને એમની વચ્ચેના સંબંધ ઉપર પણ

સારો પ્રકાશ નાંખે છે. કલાપીની આ મદદનો ઉલ્લેખ મણિલાલે પોતાના વસિયતનામામાં કરેલો છે. વળી એમાં એમની મા વિશે અતિ કટુ શબ્દો મણિલાલે વાપર્યાં છે અને પોતાના કુટુંબજીવનની નિષ્ફળતા માટે એમને જવાબદાર ગણ્યાં છે. જો કે આખા જીવન દરમ્યાન એમની માને બહારથી માન આપતા જ રહ્યા હતા! એમની પત્ની મણિલાલના મરણ પહેલાં જ મુંબઈમાં રહીને, એને મણિલાલ પર વેર લેવાનું હોય નહિ તેમ, અનીતિના ધંધા આચરતી હતી. એને પોતાની મિલકતમાંથી કાંઈ પણ ન મળે એવું પણ એ 'વીલ'માં મણિલાલે જણાવ્યું છે.

# ૧૩. મણિલાલ વિશે બીજા

મણિલાલ એટલે અતિશય પતિત ચારિત્ર્યવાળી વ્યક્તિ એવો જે એક પ્રચલિત ખ્યાલ છે તે અતિશયોક્તિવાળો અને ખોટો છે. આ નોંધ ઉપરથી મણિલાલના વ્યાધિ વિશે, એમના ચારિત્ર્ય વિશે કાંઈક, અને ૪૦ વર્ષની ટૂંકી ભારે વ્યાધિઓના હુમલાવાળી જિંદગીમાં કરેલી સાહિત્યની સેવા વિશે આપણને વધારે સાચો ખ્યાલ આવવાનો સંભવ છે. વ્યાધિને માટે કુમાર અવસ્થાના મણિલાલની એટલી બધી જવાબદારી ગણાય નહિ. તેમ લગ્ન નિષ્ફળ નીવડવાને લઈને મણિ મહેતી પ્રત્યે પ્રેમ—અફલાતૂની પ્રેમ અને વિષય-વાસના—પ્રત્યે પણ આકર્ષણ થાય એ ક્ષંતવ્ય ગણાય એવી માનવની નિર્બળતાઓ છે. છોટુ કરીને એક એમના ભક્તની પત્ની સાથે છોટુની પોતાની અનુમતિથી જે સંબંધ મણિલાલે ત્રણથી ચાર વર્ષ રાખ્યો એ માટે ખરેખર એમને જવાબદાર ગણી શકાય. એનો બચાવ કરવામાં આવે તોપણ આપણે એમને સહેલાઈથી ક્ષમા આપતાં અચકાઈએ એ સ્વાભાવિક છે. પણ એમણે કામ કેટલું કર્યું ! અને અને તે આવા વ્યાધિ સાથે !

ઓક્ટોબર, ૧૮૯૮ના પહેલા અને બીજા અઠવાડિયામાં મણિલાલ વિશે જે જાહેરપત્રોમાં અને વ્યક્તિઓ તરફથી મરણોત્તર સંદેશા, નોંધ વગેરે પ્રકટ થયું હતું તેમાંથી કેટલુંક અહીં આપવામાં આવે છે, જેથી તે સમયના લોકના મનમાં મણિલાલ

વિશે કેવો ખ્યાલ હતો તે કાંઈક સમજાય. ઑક્ટોબર ૧૦, ૧૮૯૮ના "ગુજરાતી"માં મરણની નોંધ લેવાઈ હતી.

માનશંકર પીતાંબર મહેતા, ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી, ત્રિભોવનદાસ ગજ્જર, છગનલાલ હરિલાલ પંડ્યા, હાથીભાઈ, હરિશંકર શાસ્ત્રી, કેશવ હર્ષદ ધ્રુવ, કલાપી, યુસફઅલી જમાદાર વગેરેએ કાંઈ ને કાંઈ જાહેર ઉલ્લેખ કરેલા હતા.

કાંતનું શોકકાવ્ય આ પ્રમાણે છે: ૧૦–૧૦–૧૮૯૮

" કળી ગુલાબની મોગરા તણી ખરી તૂટી પડી વાયુએ હણી,
રૂપ સુગંધ જે પારિજાતનાં ફૂલ બકુલનાં, ક્હોર એકનાં. "

નર્મદાશંકરના પુત્ર જયશંકરે લખ્યું—"મારા સ્વ. પિતાશ્રીના હાલમાં છપાતા 'ધર્મવિચારની પ્રસ્તાવના લખવાનું તેઓએ (મણિલાલે) સ્વીકાર્યું તે વિશેનો પત્ર થોડા વખત પર જ એઓએ મને લખ્યો હતો પરંતુ ઈશ્વરઇચ્છાથી એમ બની શક્યું નહિ.'

"સ. શ્રી મણિલાલના સ્વર્ગવાસ સમાચાર જાણી અત્યંત શોક થયો છે. તેમની વિદ્વત્તા, તેમના ગુણ અને તેમના લેખ સ્મરણમાંથી ખસે તેમ નથી.'—ગો. મા. ત્રિ. ૭–૧૦–૧૮૯૮

" દરેકના મ્હોડામાંથી એમ જ નીકળે છે કે ગુજરાતના સૌથી મોટા પંડિત ગયા અને એમની ખોટ હાલ કોઈ પૂરે એમ નથી. આવી રીતે સાર્વજનિક ખેદ થાય છે પણ મને તો મારા મોટા ભાઈ ગયા તેમ લાગે છે મારો ને તમારા ભાઈનો (મણિલાલનો) સ્નેહ લાંબા વખતનો તેમજ ધાડો હતો." ૮–૧૦–૧૮૯૮

—ત્રિભોવનદાસ ગજ્જર

" મારા મનને અપાર ખેદ થયો. તેમના જવાથી કેવળ સ્નેહીઓને જ નહિ પણ આખી ગુર્જર પ્રજાને મોટી ખોટ પડી છે. તેઓએ પોતાનાં જ્ઞાન અને અભ્યાસનો લાભ એટલો બધો આપ્યે

છે કે તેમનું નામ અમર રહેવાનું જ. પરંતુ એ લાભ અધિ મળવાની ઇચ્છા સ્વાભાવિક રીતે સર્વ કોઈને રહેતી જ."

—છગનલાલ હરિલાલ પંડ્ય

"પ્રિય મણિલાલને યાદ કરતાં હવે ભવિષ્યકાળમાં આગળ અંધકાર આવે છે અને ભૂતકાળનું સ્મરણ મર્મોને છેદે છે. जातस्य हि ध्रुवो मृत्यु । એ મહાત્મા પુરુષનાં પ્રેમાર્દ્ર વચનો, અસાધારણતા દ ખવત વિચારો, લોકહિતકર ચરિત્રો, અને દૈવી સંપત્તિનો આવિર્ભાવ દર્શાવતા લેખો તથા પુસ્તકોને યાદ કરે છે તેમને ઉપરનું ગીતાવાક્ય યાદ કરવાનું ધૈર્ય રહી શકતું નથી.

"એવા ભારતભૂષણ પુરુષો દીર્ઘ આયુષ્ય ભોગવી આર્યાવર્તના ભવિષ્યને પ્રકાશિત કરે એવું આર્યાવર્તનું અદષ્ટ સંકેલાઈ ગયું..."
૪-૧૦-૧૮૯૮

—હાથીભાઈ હરિશંકર શાસ્ત્રી (જામનગર)

"ગુર્જર વિદ્વાનો ગણ્યાગાંઠ્યા હતા તેમાંથી આ એક સૂર્યનો અસ્ત થતાં હું સર્વ અસ્તપ્રાય માનું છું. હમારા હાથ જ લૂલા થઈ ગયા છે. એમના તેજોબળથી આકર્ષાઈ હમે બધા કાંઈ ને કાંઈ પ્રવૃત્તિ કરતા હતા એ બધું હવે નષ્ટ થયું." ૧૦-૧૦-૧૮૯૮

—હીરાલાલ વ્રજભૂખણદાસ શ્રોફ, વડોદરા

Editor of the "Open Court", 8th May 1899—"I regret his death because India has lost thereby one of her best sons.."

"Condole national loss, shocked sadly at Manilal's death." —"K. H. Dhru"

"He was one of my few confidential trusted friends. Gujarat & even the Bombay Presidency has lost one of its best scholars and modern philosophers."

4 / Oct. / 1898 —Yusufali Jamadar
Baroda

## ૧૪. મણિલાલનો સમય અને મૂલ્યાંકનનું દૃષ્ટિબિંદુ

મણિલાલના જીવનનું યથાર્થ મૂલ્ય આંકવા માટે આપણે એ જમાનાનો ખ્યાલ લાવવો જોઈએ. તે જમાનામાં આજની પેઠે વ્યક્તિ-સ્વાતંત્ર્ય અને સર્વવ્યાપી રાષ્ટ્રભાવના અને રાજકીય સ્વતંત્રતાની ધગશ ન હતાં. તે સમયનું એટલે લગભગ અર્ધીસદી પહેલાંનું ગુજરાત ઘણું જુદું હતું એવો વિચાર આપણને આવવો મુશ્કેલ છે.

રાષ્ટ્રિય મહાસભાનો હજી તો જન્મ થયો હતો. લોકમાન્ય તિલક પોતાની કારકિર્દી એક ઉત્સાહી જુવાન તરીકે આરંભતા હતા. મહાત્મા ગાંધી ૧૦ વર્ષના પણ થયા ન હતા. દી. બ. અંબાલાલ સાકરલાલ, સર ફિરોજશાહ મહેતા, જે. આર. દલાલ વગેરે મણિલાલની આગળની ટુકડીના ગ્રેજ્યુએટો પોતપોતાની કારકિર્દી હજી આરંભતા હતા. ફારસી અરબી અને સંસ્કૃત ભાષા દ્વારા અપાતી કેળવણીની અર્ધ અવ્યવસ્થિત સંસ્થાઓ અને સાધનો હતાં, અને કોઈપણ પ્રકારની અખિલ એકતા લાવવાને અશક્ત એવી પરસ્પર અસંબદ્ધ દેશી રાજ્યોની અને અંગ્રેજ સરકારની શાસનપદ્ધતિઓ હિંદમાં પ્રચલિત હતી. અંગ્રેજ સરકારની સત્તા સ્થાપન થયેલી હોવાને પરિણામે યુરોપીય સંસ્કારની, સાહિત્યની વ્યવસ્થિત વિજયમાળાના વાહન તરીકે તુરતમાં સ્થપાયેલી વિદ્યાપીઠો હજી બરાબર જામી ન હતી; છતાં કેન્દ્રસ્થ સત્તાને અધીન એકધોરણી રાજ્યતંત્ર બધે

પ્રસરવામાં હતું. આ નવી રાજ્યવ્યવસ્થાને લઈને મધ્યમ વર્ગને શાંતિ મળી હતી તથા લૂંટારાઓ અને મરાઠા, રજપૂત નવાબો વગેરે પરસ્પર પડોશી રાજાઓના હુમલાઓથી ખેડૂતોને રાહત મળી હતી. આને પરિણામે પ્રજા નિરાંતે શ્વાસ લઈ શકતી થઈ અને એનામાં કાંઈક દમ આવતો જણાતો હતો. હિંદુ સમાજની આગળ પડતી કોમોમાં તે વખતે મોટી મોટી ગણાતી મહત્ત્વાકાંક્ષાઓ જાગી હતી. આપણાથી વધારે સુધરેલી ગણાતી પરદેશી પ્રજાની નવી રાજ્યપદ્ધતિમાં ભારેભારે દરજ્જાની—કાળા દેશીઓને મળી શકે તેવી—નોકરીઓ સર કરવાની તાલાવેલી તે જમાનામાં સારામાં સારા લોકોને પણ કેટલી લાગી હતી તેનો ખ્યાલ પણ રાષ્ટ્રિય સ્વતંત્રતા માટે ઝંખતા અને માણતા આપણા જમાનાને આવવો મુશ્કેલ છે. પરદેશી રાજ્યને પરિણામે જે ભારે વિત્તશોષણ થઈ આખા દેશની આર્થિક પાયમાલી થઈ રહી હતી તેની અસર હજી પૂરેપૂરી જણાઈ તથા સમજાઈ ન હતી. એ જમાનામાં અંબાલાલ સાકરલાલ દેસાઈ અમદાવાદથી મુંબઈ "પરીક્ષા આપવા અને ભણવા" ગયેલા તે એક અનુકરણીય સાહસ ગણાયેલું! અને સુરતના એક હેડમાસ્તરની બદલી બીજે ગામ કરવામાં નડતી માસ્તરની મા—ડોશી—ને કેળવણીખાતાના મળતાવડા ઈન્સ્પેકટર ટી. સી. હોપ પોળમાં જઈને બદલી' કરવામાં સાનુકૂળ થવા માટે ગુજરાતી ભાષામાં સમજાવતા હતા! એવો નોકરીઓના સુકાળનો જમાનો હતો. ગણ્યાગાંઠ્યા જ એ જમાનામાં ભણતા અને જે ભણતા તે બધાય "મોટા" થવાની એટલે કે અમલદારી કરવાની કે વકીલાત કરીને ધન અને પ્રતિષ્ઠા મેળવવાની આશા રાખીને ભણતા.

તે સમયના ગુજરાતની સામાજિક સ્થિતિનો વિચાર કરતાં બે ચાર બાબતોમાં આજની સ્થિતિ પરત્વે સમૂળો ભેદ હતો એ વસ્તુ આપણે ધ્યાનમાં રાખવી જોઈએ. ૧. જ્ઞાતિબંધારણની જે શિથિલતા આજે છે તેવી તે સમયે ન હતી, જો કે કૉલેજની કેળવણી અને

પાશ્ચાત્ય સંસર્ગથી એનાં બંધનો ઢીલાં થવાની શરૂઆત થઈ હતી. છતાં જ્ઞાતિની સત્તા આજે છે તેના કરતાં તે જમાનામાં ઘણી જ વધારે હતી. ૨. કુટુંબમાં વડીલોનું ચલણ પણ ઘણું વધારે હતું. આજનો બી. એ. પરીક્ષા પસાર કરી કયો ધંધો કરવો એ વિશે માબાપનો અભિપ્રાય લેવા પોતાની જાતને બંધાયેલો નથી માનતો. અને આજે એવો અભિપ્રાય લે તોપણ તે પ્રમાણે વર્તે જ એવું હોતું નથી. પોતાના નિર્ણયો માટે તે પોતાના ઉપર આધાર રાખે છે, વડીલો પર નહિ. પરંતુ તે જમાનામાં ઘણાં સંકુચિત દૃષ્ટિનાં માબાપો પુત્રપુત્રીને સામાજિક જીવનમાં મળતા લાભ લેવાનાં સાધન તરીકે જોતાં. પુત્ર એટલે જીવનની વૃદ્ધાવસ્થામાં વટાવવાની નોટ, અને જે નાતોમાં કન્યાનું પલ્લું લેવાતું તેમાં કન્યા કાં તો સાટામાં આપવાની અને વેચાતી વસ્તુ, અથવા તો ઘડપણમાં નિશ્ચિંત કરનારી દોલત ગણાતી. અનેક આપત્તિઓ વેઠીને ભણાવનાર માબાપના ઉપકારની ગણત્રી કરનાર પુત્ર અને માબાપનો સંબંધ એવો હતો કે પરીક્ષા પાસ કરી પુત્રે શું કરવું, ક્યાં પરણવું એ તો માબાપો જ નક્કી કરી મૂકતાં! એવી બાબતમાં છોકરાછોકરીની મરજી પૂછવી કે જરૂરી હોઈ શકે એ વિચાર જ તે જમાનાનાં વડીલોને અસંભવિત જેવો લાગે. "મારો ફલાણો તો વકીલ કે દાક્તર થશે'—જાણે પુત્રે શું થવું અને શું ન થવું એ નક્કી કરવાનું કામ માબાપનું જ હોય!

વડીલોની આમન્યા કેવી પળાતી અને ભણેલા પણ રૂઢિનું દાસત્વ કેવું સ્વીકારતા તેનું ઉદાહરણ જાણીને આજે આપણને હસવું આવે તો આશ્ચર્ય નહિ! કોઈ વડીલની હાજરીમાં જુવાન કે આધેડ થયેલા પતિથી પણ પોતાની પત્ની સાથે વાતચીત ન થઈ શકે. એટલું જ નહિ પરંતુ પોતાનાં બાળકોને પણ વડીલની હાજરીમાં રમાડાય નહિ! કન્યાઓની અછતવાળી નાતોમાં પલ્લાની રકમ બહુ જ આકરી લેવાતી. મણિલાલની સાઠોદરા નાગર નાતમાં આ બધી વસ્તુઓ પ્રતિબિંબિત થયેલી હતી. આવી સ્થિતિમાં ભણેલાઓનો

મોટો વર્ગ નોકરી કરે, બહારથી જોતાં ગમે તેટલો સ્વતંત્ર અને પુખ્ત દેખાય, પરંતુ અંદરખાનેથી એનું કૌટુમ્બિક સામાજિક અને આર્થિક જીવન તેની નાત અને તેનાં વડીલોની અસર તળે ઘણું દબાયેલું રહેતું. અને ખૂબી તો એ છે કે વડીલો પુત્ર એ પ્રમાણે ચાલવાને બંધાયેલો છે એમ માનતાં એ તો ઠીક, પણ જુવાન પોતે પણ તેમ કરવાને પોતાની જાતને બંધાયેલો ગણતો !

હિંદમાં કેળવણી આપવા માટે વિદ્યાપીઠોની સ્થાપના થઈ તેના કાર્યને પરિણામે તથા યુરોપના સંસ્કાર સાથે પરિચયમાં આવનાર હિંદીઓના કાર્યને પરિણામે હિંદમાં સર્વત્ર એક સરખી અસર થઈ. ૧. પશ્ચિમની સંસ્કૃતિની સરસાઈનો સ્પષ્ટ કે અસ્પષ્ટ સ્વીકાર અને તેનાં બાહ્ય સ્વરૂપોનું અનુકરણ કરવાનો મોહ આપણી પ્રજામાં જાગ્યો ૨. ઇતિહાસના પ્રવાહમાં તડકોછાંયો ખમીને વિરૂપ બની ગયેલાં આર્યસંસ્કૃતિનાં મૂર્ત રૂપો—જેવાં કે ધર્માચાર, સામાજિક જીવન, રૂઢિઓ, રિવાજો વગેરેની અવગણના કરવાની વૃત્તિ કેળવાયેલા લોકોમાં ઉત્પન્ન થઈ. આપણાં સંસ્કારસ્વરૂપોનું ઉલ્લંઘન કરવું એ તેમની ગુલામીમાંથી મુક્ત થયાની નિશાની ગણાતી.

એ નવાં સુધારક બળોને પરિણામે બંગાળમાં 'બ્રહ્મસમાજ' સ્થપાઈ; એના જુદા જુદા નેતાઓએ પાશ્ચાત્ય સંસ્કૃતિનાં અને આર્યસંસ્કૃતિના જુદાં જુદાં તત્ત્વોને વધારે ઓછું પ્રાધાન્ય આપીને ત્રણ શાખાઓ—સાધારણ, આદિ અને નવવિધાન—માં એને મૂર્ત સ્વરૂપ આપ્યું. આંધ્રમાં વીરેશલિંગ પંતળુએ અને પિઠાપુરમના રાજાએ સુધારાની અને બ્રહ્મસમાજની શરૂઆત કરી. મુંબઈમાં ન્યાયમૂર્તિ રાનડે વગેરેના નેતૃત્વ નીચે 'પ્રાર્થનાસમાજ' શરૂ થઈ. અને ગુજરાતના મથક અમદાવાદમાં પણ ભોળાનાથ, મહીપતરામ વગેરેએ તેની શાખા સ્થાપન કરી

લાંબી તમોગુણની નિદ્રામાંથી જાગ્રત થતો હિંદ પાશ્ચાત્ય સંસ્કારના

ઝગઝગાટથી ઝંખવાયો હતો એ તો સ્પષ્ટ જણાય છે. પરંતુ ભાગ્યે વીશ વર્ષ એ દશામાં ગાળ્યાં હશે એટલામાં જ હિંદે પોતાના સંસ્કાર-સાતત્યની શોધ શરૂ કરી, પોતાનો વારસો તેણે તપાસવા માંડ્યો, અને પશ્ચિમની સંસ્કૃતિ પ્રત્યે વધારે જાગ્રત વિવેકશક્તિ અને અંધ અનુકરણને ઠેકાણે પરસંસ્કારને પોતીકા કરી લોહીમાં ઉતારી આત્મસાત્ કરી લેવાની ક્રિયા શરૂ કરી. આ રીતે પરસંસ્કારનાં ઉત્તમ તત્ત્વોનો સ્વીકાર કરવાની હિંદની શક્તિ અસાધારણ છે. પરદેશી જેવી અને પરસંસ્કારની પ્રતિકૃતિ જેવી બ્રહ્મ–સમાજ સફળ થાય તે પહેલાં બંગાળમાં રામકૃષ્ણ પરમહંસ અને સ્વામી વિવેકાનંદનો પ્રાદુર્ભાવ થયો. પ્રાર્થનાસમાજ મુંબઈ ઇલાકામાં પ્રસરે અને ખ્રિસ્તી મિશનરીઓ લાખોને પંજાબમાં ખ્રિસ્તી બનાવે તે પહેલાં પાખંડમત-ખંડિની પતાકા હરદ્વારમાં ફરકાવનાર એક કાઠિયાવાડી સંન્યાસી સ્વામી દયાનંદે આર્યસમાજનો પાયો નાંખ્યો અને પરદેશી રાજ્યની ઝૂંસરીને બીજાં દશ વર્ષ થયાં ન થયાં એટલામાં રાજ્યજાગૃતિનો પણ પાયો નંખાયો. રાજકારણ, ધર્મ, સમાજ, સાહિત્ય એમ જીવનના પ્રત્યેક ક્ષેત્રમાં પાશ્ચાત્ય સંસ્કારના પ્રતિકાર્ય તરીકે હિંદે પોતાની સર્જકશક્તિનો પરિચય આપવો શરૂ કર્યો.

પશ્ચિમના સંસ્કારને ઉદ્ધારક ગણી તેનું અનુકરણ કરનાર સુધારક માનસનો હર્ષોન્માદ, એનું શમી જવું અને આર્ય સંસ્કૃતિનાં તત્ત્વોનું અન્વેષણ અને નવી પરિસ્થિતિમાં એમના સ્વીકારનો આગ્રહ એ પરસ્પર વિરોધી સૂરો આપણને તે જમાનાના ગુજરાતી સાહિત્યના સમયમૂર્તિ કવિ નર્મદમાં સ્પષ્ટપણે જણાઈ આવે છે. "સહુ ચલો જીતવા જંગ બ્યૂગલો વાગે" એ વીરોત્સાહ ભરી બાનીમાં નવીન યુગને અભિનંદન આપી લોકોને ઉદ્‌બોધન કરનાર, "યાહોમ કરીને પડો" એવું સાહસિક આમંત્રણ કરનાર નર્મદ "ધર્મ" વિશેના પોતાના વિચારો ગંભીરતાપૂર્વક અને ચેતવણી આપે એવા સૂરમાં ઉત્તરાવસ્થા-માં પ્રકટ કરતા ગયા. એમણે પોતાના અંતરમાં વિચારોનું સમૂળું

પરિવર્તન અનુભવ્યું અને સુધારાની હિમાયત કરતી વખતે જે પ્રામાણિકપણું અને નીડરતા એમણે દર્શાવ્યાં હતાં તે જ ધર્મભાવના વિશેનું પોતાનું પરિવર્તન જનસમાજ આગળ રજૂ કરવામાં તેમણે દાખવ્યાં તે. એ જમાનાની વિશિષ્ટ સમયમૂર્તિના પોતાના જ જીવનમાં વ્યક્ત થયેલી એ બે વૃત્તિઓ, તે જમાનાનું એક લક્ષણ પૂરું પાડે છે. અને નર્મદ એટલે કાંઈ સામાન્ય માનવી પેઠે જમાનાનું ઘડેલું પૂતળું કે રમકડું માત્ર ન હતો. જમાનાએ એને ઉત્પન્ન કરેલ હતો તો એ પોતે તે જમાનાની સર્જકશક્તિઓમાંની મુખ્ય શક્તિઓનું મૂર્તસ્વરૂપ હતો અને ભાવી જમાનાને ઉત્પન્ન કરનારા અને ઘડનારામાંનો તે એક મુખ્ય હતો. પૂર્વ અને પશ્ચિમના સંસ્કારનો સંઘટ્ટ, તેમનું પરસ્પર કાર્ય–પ્રતિકાર્ય, એનાં ભાવી પરિણામોનો અડસટ્ટો વરતારો, અને ઇષ્ટાનિષ્ટ તત્ત્વોની વિવેચના વગેરે તે જમાનાના અને ત્યારપછીની પેઢીના લખકો અને ચિંતકોનો પ્રધાન વિષય બની રહ્યાં. પ્રત્યેક સાહિત્યકારે પોતાની શક્તિ અને રુચિને ફાવતાં આવે એવાં રૂપોમાં પોતાના એ વિષયના સર્જનને પ્રકટ કર્યું છે. નર્મદે કવિતા ઇતિહાસ નિબંધ જીવનચરિત અને ચિંતનનો આશ્રય લીધો; નવલરામે વિવેચના ગરબી નિબંધોમાં પોતાનું વક્તવ્ય રજૂ કર્યું; ગોવર્ધનરામે નવલકથામાં અને કવિતામાં, મણિલાલે તત્ત્વચિંતન મીમાંસા નિબંધ અને પત્રકારત્વમાં, રમણભાઈએ મર્મકટાક્ષમાં,—એમ જુદે જુદે રૂપે એ વિષય રજૂ થયો છે. એમાં નવલકથાનું રૂપ સૌથી વધારે લોકપ્રિય નીવડ્યું જણાય છે.

ગો. મા. ત્રિ. પૂર્વપશ્ચિમનાં સંસ્કારનાં બળો જીવનમાં કેમ પ્રકટ થાય છે એનું ચિત્ર પોતાના સર્જનમાં રજૂ કરી ભાવિનું દર્શન કોઈ આદર્શ ભૂમિકા પર રહીને કરે છે અને સમાજ રાજકારણ ધર્મ વગેરે ક્ષેત્રોમા પ્રગટેલાં બળોની એ ભાવિ પ્રત્યેની ગતિ કલ્પનાના સમર્થ સર્જન વડે જોડી બતાવે છે. એમનું સત્યનું દર્શન જીવનલક્ષી છે, એટલે સત્યનું સ્વરૂપ નક્કી કરવા ઉપર એમના ચિંતનનો

કે સર્જક કલ્પનાનો ઝોક નથી. મણિલાલ પ્રથમ સત્યનું સ્વરૂપ નક્કી કરવું વધારે અગત્યનું ગણે છે. એમના મનોવ્યાપારનો પ્રથમ ઝોક અંતિમ સત્ય શું છે તે નક્કી કરવા ઉપર પડે છે. ત્યારપછી, અંતિમ સત્યનો નિર્ણય થયા પછી,–તેને જીવનનાં વિવિધ ક્ષેત્રોમાં રાજકારણમાં, સમાજમાં, કુટુંબમાં સઘળે તે ઘટાવે છે અને પ્રત્યેક ક્ષેત્રનું આદર્શ સ્વરૂપ નક્કી કરે છે. બન્ને પ્રાચીન આર્યસંસ્કૃતિનાં ઉત્તમ તત્ત્વોનાં સંરક્ષક હતા; બન્ને અર્વાચીન યુગને અનુસાર પ્રગતિની જરૂરનો સ્વીકાર કરનાર હતા; રાજકીય ક્ષેત્રમાં મણિલાલની દૃષ્ટિ વધારે ચોક્કસ અને વાસ્તવિક દર્શન કરનારી હતી, ગો. મા. ત્રિ ની ભાવિને જોવાને અસમર્થ નીવડી હતી. બંગાળી સાહિત્યમાં બંકિમચંદ્રે હિંદનું રાજકીય ભાવિ પોતાની સર્જક કલ્પના વડે જોયું તે એટલું તો સત્ય છે કે એને વર્તમાન રાષ્ટ્રિયતાનાં દ્રષ્ટાનું નામ અપાય છે તે સાર્થક છે. ગો મા. ત્રિ.નું દેશી રાજ્યો વિશેનું નિરૂપણ સત્યથી અતિ દૂર જતુ રહેલુ જણાશે. ગો. મા. ત્રિ માં આ રીતે જોતાં કોયડાઓની રજૂઆત છે અને કલ્પનાપ્રધાન સુંદર ચિત્રમાં ભાવિની ઉજ્જવળતા અને આશાજનકતા જણાય છે. એમાં આદર્શના રંગો પુરાયેલા છે, પણ વર્તમાન વિશે દિશાદર્શન કેવળ સૂચનો ઉપરાંતનું મળતું નથી. અલબત્ત, એવું દિશાદર્શન કરવું એ સર્વે નવલકથાનો ઉદ્દેશ ન ગણી શકાય. પણ ગો. મા. ત્રિ. એ તો પોતે નવલકથા લખવાનો દાવો કે પ્રયત્ન કર્યો હોય એની ખાતરી નથી. એમની પ્રસ્તાવનામાં પૂર્વ અને પશ્ચિમનાં બળોના સંઘર્ષની રજૂઆત અને પ્રાચીન આર્યસંસ્કૃતિનાં ઉત્તમ તત્ત્વોની હિમાયતનો ઉદ્દેશ એ સ્વીકારે છે; એટલે એમનો પોતાનો એ ઉદ્દેશ લક્ષમાં લઈને આપણે ઉપર જણાવી તે ટીકા કરી શકીએ એમ મને લાગે છે. આ માર્ગદર્શનમાં મણિલાલ વધારે સ્પષ્ટ છે,—આપણે એમના માર્ગદર્શનથી જુદા પડીએ યા તો ન સ્વીકારીએ એ જુદી વાત છે. મણિલાલમાં સંદિગ્ધતા નથી. "પૂર્વ અને પશ્ચિમ" ના સુંદર નિબંધમા મણિલાલે બન્ને સંસ્કૃતિનાં

પરિવર્તન અનુભવ્યું અને સુધારાની હિમાયત કરતી વખતે જે પ્રામાણિકપણું અને નીડરતા એમણે દર્શાવ્યાં હતાં તે જ ધર્મભાવના વિશેનું પોતાનું પરિવર્તન જનસમાજ આગળ રજૂ કરવામાં તેમણે દાખવ્યાં તે. એ જમાનાની વિશિષ્ટ સમયમૂર્તિના પોતાના જ જીવનમાં વ્યક્ત થયેલી એ બે વૃત્તિઓ, તે જમાનાનું એક લક્ષણ પૂરું પાડે છે. અને નર્મદ એટલે કાંઈ સામાન્ય માનવી પેઠે જમાનાનું ઘડેલું પૂતળું કે રમકડું માત્ર ન હતો. જમાનાએ એને ઉત્પન્ન કરેલ હતો તો એ પોતે તે જમાનાની સર્જકશક્તિઓમાંની મુખ્ય શક્તિઓનું મૂર્તસ્વરૂપ હતો અને ભાવી જમાનાને ઉત્પન્ન કરનારા અને ઘડનારામાંનો તે એક મુખ્ય હતો. પૂર્વ અને પશ્ચિમના સંસ્કારનો સંઘટ્ટ, તેમનું પરસ્પર કાર્ય–પ્રતિકાર્ય, એનાં ભાવી પરિણામોનો અડસટ્ટો વરતારો, અને ઇષ્ટાનિષ્ટ તત્ત્વોની વિવેચના વગેરે તે જમાનાના અને ત્યારપછીની પેઢીના લેખકો અને ચિંતકોનો પ્રધાન વિષય બની રહ્યાં. પ્રત્યેક સાહિત્યકારે પોતાની શક્તિ અને રુચિને ફાવતાં આવે એવાં રૂપોમાં પોતાના એ વિષયના સર્જનને પ્રકટ કર્યું છે. નર્મદે કવિતા ઇતિહાસ નિબંધ જીવનચરિત અને ચિંતનનો આશ્રય લીધો; નવલરામે વિવેચના ગરબી નિબંધોમાં પોતાનું વક્તવ્ય રજૂ કર્યું; ગોવર્ધનરામે નવલકથામાં અને કવિતામાં, મણિલાલે તત્ત્વચિંતન મીમાંસા નિબંધ અને પત્રકારત્વમાં, રમણભાઈએ મર્મકટાક્ષમાં,—એમ જુદે જુદે રૂપે એ વિષય રજૂ થયો છે. એમાં નવલકથાનું રૂપ સૌથી વધારે લોકપ્રિય નીવડ્યું જણાય છે.

ગો. મા. ત્રિ. પૂર્વપશ્ચિમનાં સંસ્કારનાં બળો જીવનમાં કેમ પ્રકટ થાય છે એનું ચિત્ર પોતાના સર્જનમાં રજૂ કરી ભાવિનું દર્શન કોઈ આદર્શ ભૂમિકા પર રહીને કરે છે અને સમાજ રાજકારણ ધર્મ વગેરે ક્ષેત્રોમા પ્રગટેલાં બળોની એ ભાવિ પ્રત્યેની ગતિ કલ્પનાના સમર્થ સર્જન વડે જોડી બતાવે છે. એમનું સત્યનું દર્શન જીવનલક્ષી છે, એટલે સત્યનું સ્વરૂપ નક્કી કરવા ઉપર એમના ચિંતનનો

કે સર્જક કલ્પનાનો ઝોક નથી. મણિલાલ પ્રથમ સત્યનું સ્વરૂપ નક્કી કરવું વધારે અગત્યનું ગણે છે. એમના મનોવ્યાપારનો પ્રથમ ઝોક અંતિમ સત્ય શું છે તે નક્કી કરવા ઉપર પડે છે. ત્યારપછી, અંતિમ સત્યનો નિર્ણય થયા પછી,–તેને જીવનનાં વિવિધ ક્ષેત્રોમાં રાજકારણમાં, સમાજમાં, કુટુંબમાં સઘળે તે ઘટાવે છે અને પ્રત્યેક ક્ષેત્રનું આદર્શ સ્વરૂપ નક્કી કરે છે. બન્ને પ્રાચીન આર્યસંસ્કૃતિનાં ઉત્તમ તત્ત્વોનાં સંરક્ષક હતા; બન્ને અર્વાચીન યુગને અનુસાર પ્રગતિની જરૂરનો સ્વીકાર કરનાર હતા; રાજકીય ક્ષેત્રમાં મણિલાલની દૃષ્ટિ વધારે ચોક્કસ અને વાસ્તવિક દર્શન કરનારી હતી, ગો. મા. ત્રિ ની ભાવિને જોવાને અસમર્થ નીવડી હતી. બંગાળી સાહિત્યમાં બંકિમચંદ્રે હિંદનું રાજકીય ભાવિ પોતાની સર્જક કલ્પના વડે જોયું તે એટલું તો સત્ય છે કે એને વર્તમાન રાષ્ટ્રીયતાના દ્રષ્ટાનું નામ અપાય છે તે સાર્થક છે. ગો. મા. ત્રિ.નું દેશી રાજ્યો વિશેનું નિરૂપણ સત્યથી અતિ દૂર જતુ રહેલું જણાશે. ગો. મા. ત્રિ.માં આ રીતે જોતાં કોયડાઓની રજૂઆત છે અને કલ્પનાપ્રધાન સુંદર ચિત્રમાં ભાવિની ઉજ્જવળતા અને આશાજનકતા જણાય છે. એમાં આદર્શના રંગો પુરાયેલા છે, પણ વર્તમાન વિશે દિશાદર્શન કેવળ સૂચનો ઉપરાંતનું મળતું નથી. અલબત્ત, એવું દિશાદર્શન કરવું એ સર્વે નવલકથાનો ઉદ્દેશ ન ગણી શકાય. પણ ગો. મા. ત્રિ.એ તો પોતે નવલકથા લખવાનો દાવો કે પ્રયત્ન કર્યો હોય એવી ખાતરી નથી. એમની પ્રસ્તાવનામાં પૂર્વ અને પશ્ચિમનાં બળોના સંઘર્ષની રજૂઆત અને પ્રાચીન આર્યસંસ્કૃતિનાં ઉત્તમ તત્ત્વોની હિમાયતનો ઉદ્દેશ એ સ્વીકારે છે; એટલે એમનો પોતાનો એ ઉદ્દેશ લક્ષમાં લઈને આપણે ઉપર જણાવી તે ટીકા કરી શકીએ એમ મને લાગે છે. આ માર્ગદર્શનમાં મણિલાલ વધારે સ્પષ્ટ છે,—આપણે એમના માર્ગદર્શનથી જુદા પડીએ યા તો ન સ્વીકારીએ એ જુદી વાત છે. મણિલાલમાં સંદિગ્ધતા નથી. "પૂર્વ અને પશ્ચિમ" ના સુંદર નિબંધમાં મણિલાલે બન્ને સંસ્કૃતિનાં

તત્ત્વોની કરેલી ચર્ચા અને પોતાના નિર્ણયોનું નિરૂપણ કર્યું છે તે જુઓ તો જણાશે કે ઉપરનું વિધાન કેટલું સાચું છે.

એ જમાનામાં નવી કેળવણી લેનારાઓમાં મણિલાલ એક યશસ્વી વિદ્યાર્થી હતા અને તીક્ષ્ણ બુદ્ધિશાળી આશાસ્પદ યુવાન તરીકે એમણે કારકિર્દીનો આરંભ કર્યો હતો. આ વસ્તુ એમના વિદ્યાર્થીજીવન ઉપરથી જણાય છે. અસાધારણ મેધાશક્તિ, સાહિત્ય અને કવિતાનો શોખ તે વિદ્યાર્થીઅવસ્થામાં દેખાય છે.

સાથે સાથે કુમાર અવસ્થાની લગભગ શરૂઆતથી લાગુ પડેલો ઉપદંશનો વ્યાધિ એમના વિદ્યાર્થીજીવનમાં ચાલુ રહ્યો, એટલું જ નહિ પરંતુ ૩૩ વર્ષની ઉમર સુધી તો એક પછી એક સબળ હુમલા કરતો જ રહ્યો હતો. અને જીવનશક્તિની ઓટને લઈને જ મણિલાલનું અવસાન પણ ૪૦ વર્ષની નાની ઉમરે થયું લાગે છે. આ વ્યાધિની હકીકતે મણિલાલના સ્થૂલ જીવનમાં અગત્યનો ભાગ ભજવ્યો છે, તો એમના સૂક્ષ્મ જીવનમાં પણ ઓછો અગત્યનો ભાગ ભજવ્યો નથી. મણિલાલના વિચારોના વિરોધીઓએ વ્યાધિવશતાનો એમની સામે દલીલ તરીકે એમના વિચારોની કીમત ઉતારી પાડવા માટે અને એમની સામે પ્રચાર કરવા માટે ઉપયોગ કર્યો હતો. આજે સુધારાની અને 'તળબદી' શૈલીની હિમાયતનું જોર શમી ગયું છે ત્યારે આપણે મણિલાલના આ વ્યાધિ વિશે વધારે તટસ્થ અને વધારે સાચું વલણ લેવાની સ્થિતિમાં છીએ. એ પ્રશ્નનો વિચાર કરતાં નીચેના મુદ્દાઓ આપણે ધ્યાનમાં લેવા જોઈએ:—

૧. કાચી વયમાં કરેલી ભૂલના શારીરિક પરિણામને તે વ્યક્તિના ચારિત્ર્યના કે નૈતિક પતનના ધોરણ તરીકે સ્વીકારવું એ વાજબી ગણાય ખરું?

૨. એ જમાનાના સામાજિક જીવનમાં સાઠોદરા જ્ઞાતિનું નૈતિક ધોરણ બહુ ઉચ્ચ હતું કે કેમ?

૩. બાળલગ્નને પરિણામે–મણિલાલનું લગ્ન ૧૩–૧૪ વર્ષની ઉમરે ૪ વર્ષની છોકરી જોડે થયેલું–તથા કૌટુંબિક જીવનના વારસારૂપે પ્રબળ વાસના ઊતરી આવે એ અસંભવિત નથી.

૪. એ જમાનાના એલ્ફિન્સ્ટન કૉલેજના વિદ્યાર્થીઓના ચારિત્ર્યનું ધોરણ મણિલાલથી ઘણું ઊંચું હતું નહિ

૫. મણિલાલ પછી આવનારાઓમાં કલાપી વગેરેનું જીવન જુઓ અને છેલ્લી પેઢીના સાહિત્યકારોમાં ૪૦–૪૫ વર્ષની ઉમર પછી પણ બીજું ત્રીજું લગ્ન કરનારાઓ–અને તે પણ પત્નીના હજારો રૂપિયા આપીને!—થયા છે, તેમના જીવનને પડખે ૪૦ વર્ષે અવસાન પામેલા મણિલાલનું જીવન નાંખો

આ રીતે જોતાં એ વ્યાધિને આપણે મણિલાલના નૈતિક પતનના ધોરણ તરીકે ભાગ્યેજ સ્વીકારી શકીએ.

પુખ્ત અને સમજુ મણિલાલને વિચારક અને લેખક તરીકે પોતાના નૈતિક જીવન માટે જવાબદાર ગણી શકાય, અને એવી પોતાની જવાબદારી મણિલાલે પોતાના આત્મવૃત્તાંતમાં સ્વીકારી છે. પોતાના નિષ્ફળ લગ્નનો ઉલ્લેખ કરી જીવનમાં કોઈ પ્રેમસ્થાનની ખોજ કરતા અભેદમાર્ગપ્રવાસી મણિલાલ પોતાનું મન "એચાર જગાએ ઝોલાં ખાતું" માલૂમ પડે તેમાં કાંઈ દોષ જોતા નથી, એમ સ્પષ્ટ જણાવે છે. આ કથન મણિલાલ પ્રેમની બાબતમાં જુનવાણીપક્ષના હતા એવું તો નથી જ દર્શાવતું, બલ્કે આધુનિક જમાનામાં પ્રેમનો જે મુક્ત આદર્શ કેટલાક સ્વીકારે છે તેની સરખામણીમાં મણિલાલના વિચારો મૂકવા જેવા જણાશે સામાન્ય માનવજીવનની જાતીય વૃત્તિ જેવી મૌલિક વૃત્તિ દાંપત્યમાં સંતોષાતી નથી ત્યારે જ ઘણુંખરું બહાર સંતોષ શોધે છે. એમાં પણ મણિલાલ એવા ક્રિસિસ્‌માંથી પસાર થઈને પોતાની જાતને તટસ્થપણે જોઈ શકે છે. અને

પોતાને મળેલા મણિ મહેતીના સંબંધના આનંદ વિશે જણાવે છે "પ્રેમાનંદ, ના, વિષયાનંદ"—અને છતાં શરીરસંબંધથી એમનો પ્રેમ મુક્ત હતો એમ બન્નેનાં વિધાનો ઉપરથી સ્પષ્ટ થાય છે—અને પોતાના આત્મવૃત્તાંતમાં પોતે જ આવા અંતરના સુખદાયક સંબંધમાં શારીરિક સંબંધને બાતલ શા માટે રાખવો જોઈએ એવો પ્રશ્ન કરી પોતાનો મત જણાવે છે કે એવી પ્રેમની મર્યાદા બાંધવી બરાબર નથી.

આપણે એમનાથી વધારે તટસ્થ રહી શકીએ છીએ, એટલે આપણને પ્રશ્ન થાય કે આર્યધર્મ અને આર્યસંસ્કાર સાથે આવું વર્તન કેવી રીતે બંધ-બેસતું થઈ શકે! વળી અભેદવૃત્તિના અનુભવમાં **આત્માના** સંબંધનો સર્વત્ર અભેદ અનુભવાવો જોઈએ. એ આત્માનો અભેદ પ્રેમ (જેમાં બેની જરૂર પડે જ તે) સ્વરૂપે વ્યક્ત થાય તોપણ તે સર્વત્ર સમાન હોવો જોઈએ, સર્વ પ્રત્યે એકધારો વહેવો જોઈએ. એમાં અમુક વિશિષ્ટ પ્રેમપાત્રને સ્થાન હોઈ શકે ખરું? અને સ્વીકારીએ—જો કે એ સ્વીકાર અદ્વૈતમાર્ગના નિરપેક્ષ દૃષ્ટિબિંદુ અનુસાર ન જ ગણાય—કે એ અભેદ પ્રત્યેક સંબંધનું વિશિષ્ટ સ્વરૂપ સ્વીકારી શકે તેવો છે તોપણ એમાં જાતીય વાસનાની, કામવાસનાની તૃપ્તિને સ્થાન હોઈ શકે ખરું?

પણ હું ધારું છું કે આ પ્રમાણે અતિસૂક્ષ્મ પરીક્ષા કરવામાં કદાચ આપણે મણિલાલની માનવતાનું અપમાન કરીએ છીએ. આચાર્ય આનંદશંકર કહે છે તે સાચું છે કે મણિલાલને પોતાની આ નિર્બળતા માટે થયેલી આત્મનિર્ભર્ત્સના તીવ્ર હતી 'એમનામાં હતી એવી નિર્બળતા ઘણા જુવાનોમાં હોય છે, પણ અવસ્થા જતાં સમજણ અને અનુભવ પરિપક્વ થતાં, કોઈવાર યોગ્ય માર્ગદર્શક વ્યક્તિ, વાચન કે સંસ્થાનો લાભ મળતાં એવી અધોગામી વૃત્તિઓથી તેઓ મુક્તિ મેળવી લે છે, અને પછીથી દુનિયાની નજરે 'અવિશુદ્ધ નીતિવાળા" પણ ગણાય છે. નવલરામના જીવનમાં આવો પ્રસંગ

નોંધાયેલો છે જેમાં એમની ઉદાર પ્રવૃત્તિએ એમને બચાવી લીધા હતા. વધારે ઊંડા ઊતરતાં આપણે ક્રાઈસ્ટે પતિતાના સંબંધમાં જે પ્રશ્ન પોતાના અનુયાયીઓને કર્યો હતો તે આપણે પણ કરવો પડે. શા માટે અમુક વ્યક્તિ-માનવ અમુક વૃત્તિ કે અમુક વાસનાને વશ થાય છે? ગીતામાં પુછાયેલા આ પ્રશ્નનો ઉત્તર काम एष क्रोध एषः એ જ છે. પ્રત્યેક માનવમાં અવ્યક્ત કે અર્ધવ્યક્ત પશુત્વ રહેલું જ છે; એટલે માનવના ચારિત્ર્યના મૂલ્યાંકનમાં કેટલે અંશે એણે પોતાનામાં રહેલ પશુત્વને ઓળખ્યું, તેને દૂર કરવાને કેવા અને કેટલા પ્રયત્ન કર્યા અને તેમા એને કેટલી સફળતા મળી એ વસ્તુઓ જ ગણત્રીમાં લેવી જોઈએ આ દૃષ્ટિએ મણિલાલ જીવનનાં છેલ્લાં પાંચ સાત વર્ષોમાં પોતાની પ્રકૃતિની આ મુશ્કેલીથી પર થઈ શક્યા હતા એમ લાગે છે. એટલે અનેક યાતનાઓ, અનુભવો, અને આંતરબાહ્ય પરિણામોમાં થઈને એમણે પોતાની પ્રકૃતિ ઉપર એ બાબતમાં વિજય મેળવ્યો હોય એમ લાગે છે.

## ૧૫. મણિલાલની ધાર્મિકતા, મીમાંસા અને જીવનદૃષ્ટિ

આપણા દેશના સમગ્ર જીવનની પુનર્ઘટના કરવાની જરૂર પશ્ચિમની સંસ્કૃતિનું આક્રમણ થયા પછી બળપૂર્વક જાગ્રત થઈ. એવી પુનર્ઘટનાનો આરંભ ધર્મથી થાય એ આપણી સંસ્કૃતિ માટે તદ્દન સ્વાભાવિક ગણાય. ધર્મના ક્ષેત્રમાં નૂતન ધાર્મિકતા સ્થાપન કરવાના જે પ્રયત્નો થયા તે ત્રણ મુખ્ય સ્વરૂપોમાં પ્રકટ થયા લાગે છે :

૧. આદર્શવાદી સંસ્કૃતિપૂજક લેખકો અને મીમાંસકોના બૌદ્ધિક પ્રયત્નો—જેને પરિણામે આપણી પ્રાંતીય ભાષાઓના સાહિત્યો સમૃદ્ધ થયાં. ૨. ધર્મની માન્યતાઓ અને વિધિ, આચાર વગેરેને નવા ઢાળમાં નાખવા મથનાર નવા ધર્મપ્રવર્તકોના પ્રયત્નો. ૩. સર્વ ધર્મની પેઠે આર્યધર્મનાં અને હિંદનાં દર્શનોના પાયામાં રહેલ આધ્યાત્મિક અનુભૂતિને અગ્ર કરીને તેના વડે જીવનની પુનર્ઘટના કરવાના પ્રયત્નો. અલબત્ત, આ વર્ગો વધતાઓછા પ્રમાણમાં એકબીજામાં જઈ મળતા દેખાશે, એટલે એ વર્ગીકરણને કડક મર્યાદાઓ નથી એટલું વાંચનારે ધ્યાનમાં રાખવું જરૂરનું છે.

પહેલા વર્ગમાં રાનડે, ચિપળૂણકર, રાજનારાયણ બોઝ, રાજેન્દ્રબાલમિત્ર, બંકિમચંદ્ર, નર્મદ, ગો. મા. ત્રિ., મણિલાલ, ગોકુળજી ઝાલા, હીરાલાલ શ્રોફ, આચાર્ય આનંદશંકર વગેરે ગણી શકાય. બીજામાં કેશવચંદ્ર સેન, દેવેન્દ્રનાથ ટાગોર, રામમોહનરાય, થિયોસોફીના

પ્રવર્તકો, દયાનંદ સરસ્વતી વગેરે ગણી શકાય. ત્રીજામાં, સ્વામી રામતીર્થ, શ્રીરામકૃષ્ણ પરમહંસ, વિજયગણિ ગોસ્વામી, વિવેકાનંદ, ભાસ્કરાનંદ વગેરે આવે.

આ ત્રણેમાંના પ્રત્યેકની ઉપયુક્તતા રહેલી છે. એમાંના પ્રત્યેકે આપણી સંસ્કૃતિની પુનર્જાગૃતિમાં પોતાનો ફાળો આપ્યો છે. પહેલો વર્ગ તત્ત્વદર્શનમાં, ધર્મના તત્ત્વની શોધ કરવામાં, પૂર્વ અને પશ્ચિમનાં દર્શનોનો તુલનાત્મક અભ્યાસ કરવામાં, અને જીવનમાં એક પ્રકારની આદર્શવાદી વૃત્તિ અને દૃષ્ટિને કેળવીને તેને જીવનવ્યાપી બનાવવા પ્રયત્ન કરતો-જીવનના સર્વે પ્રશ્નોને એ આધ્યાત્મિક વાસ્તવિકતાની દૃષ્ટિએ જોતો અને વિચારતો. આ વર્ગના કાર્યની અસર કેળવાયેલા લોકના માનસમાં માનસિક પ્રતીતિ અને શ્રદ્ધા ઉત્પન્ન કરવા પૂરતી, તથા સમાજમાં કેટલાક સુધારા કરવા પૂરતી થઈ લાગે છે. એમનો સ્થાયી ફાળો સાહિત્યના સર્જનરૂપે આપણી પાસે હમેશને માટે રહ્યો છે. ઉદાહરણ તરીકે-નર્મદ પછીથી ગુજરાતમાં સુધારાના પવનને મણિલાલે રોકયો-એટલે કે બૌદ્ધિક દલીલો વડે લોકમાનસનું પરિવર્તન સાધીને એમણે એ પવનને રોકયો. એમણે ઘણાના મનમાં શ્રદ્ધા અને સાચી જિજ્ઞાસા જાગ્રત કરી જેને પરિણામે આર્યસંસ્કૃતિનાં મૌલિક તત્ત્વોની શોધ કરવા તરફ ઘણા લોકો પ્રેરાયા.

શંકરના અદ્વૈતવાદને મણિલાલે જીવનની પરમોત્કૃષ્ટ વાસ્તવિકતા તરીકે સ્વીકારીને જીવનનાં સર્વે ક્ષેત્રોમાં એને ઘટાવવા પ્રયત્ન કર્યો અને એ પ્રયત્નથી ઘણાંની મૂંઝવણ ટાળી શકયા, ઘણાને સંશયમાંથી મુક્ત કરી શકયા, એમના પ્રયત્નથી ઘણાને સંતોષ થયો, ઘણાને સમાધાન મળ્યું, ઘણાને એમનાથી પણ આગળ જવાની પ્રેરણા મળી. એમના બૌદ્ધિક પ્રયત્નો ગુજરાતી સાહિત્યનું અમૂલ્ય અંગ બની રહ્યા છે અને એ રીતે ચિરંજીવિતાને પામ્યા છે.

આ રીતે જોતાં હિંદમાં પ્રગટેલાં નૂતન ધાર્મિકતાનાં સ્વરૂપોની

પ્રેરણા એકમૂલ હોવા છતાં એ ત્રણેના આવિર્ભાવમાં ફેર પડે છે. પરંતુ એ ત્રણેના લાક્ષણિક પ્રતિનિધિ–મણિલાલ, દયાનંદ અને વિવેકાનંદ–જેવા ત્રણની સરખામણી કરી શકાય ખરી એ એક પ્રશ્ન છે. મને લાગે છે કે એવી સરખામણી કરવી બરાબર નથી. માનવના અંતરમાંનાં બંધારણમાં પણ કોટિઓ હોય એમ લાગે છે. આપણામાં દેવકોટિ, નિત્યમુક્ત, નિત્યસિદ્ધ, ઈશ્વરકોટિ એવા પ્રકારો સ્વીકારેલા છે એમાં કાંઈક સત્ય રહેલું લાગે છે. ધર્મભાવના, ધાર્મિકતા, ધર્મજીવનની ધગશ ત્રણેમાં ખરી–પણ કયાં દયાનંદ અને કયાં મણિલાલ! અથવા કયાં વિવેકાનંદ અને કયાં મણિલાલ! એક અજ્ઞાની પણ સત્યની જિજ્ઞાસાવાળો બાળક કુમળી વયે ઘર છોડી જગતના મેદાનમાં પડ્યો. એનામાં સાચા વિપ્લવકારનાં અને સુધારકનાં બીજ હતાં તે આપોઆપ ખીલી નીકળ્યાં. એણે કોઈ સ્વયંભૂ પ્રેરણાને લઈને વેદધર્મની પુનઃપ્રતિષ્ઠા કરવાનું બીડું ઝડપ્યું અને લોકોનાં માર, અપમાન, નિંદા, ગાળો, આક્ષેપો સહન કર્યાં, પણ એક સુભટ યોદ્ધાની વીરતા અને ધીરજથી તે પોતાના ધ્યેયને વળગી રહ્યો. અંગ્રેજી કેળવણી અને પાશ્ચાત્ય સંસ્કારિતાથી વંચિત સંસ્કૃત–હિંદીના એ વિશારદ પંડિતમાં એવી વ્યવસ્થાશક્તિ અને પ્રેરણા–પ્રેરકતા હતી કે તેણે સેંકડોને એ કાર્યની સાધના માટે ઉત્સાહિત કર્યા અને એક એવી સંસ્થા ઊભી કરી જે સંગઠનશક્તિ માટે પ્રખ્યાત પશ્ચિમની ભલભલી સંસ્થાઓ જોડે તુલનામાં ઊભી રહી શકે તેવી છે.

વેદધર્મનો ઉદ્ધાર કરવો,–આર્યસંસ્કારનો વિજયધ્વજ ફરકાવવો, રૂઢિનું નિર્માલ્ય દાસત્વ નિર્મૂળ કરવું, સામાજિક અસમાનતા અને દંભને તિલાંજલિ આપવી, અજ્ઞાન તમોગુણ અને નિર્બળતાને દેશવટો દેવો, ફરીને ભારતવર્ષમાં તેજસ્વી બ્રહ્મચારીઓના વિદ્યાકુંજો ગજાવવા, બળવાન સરળ જીવન ગાળનાર દંપતીઓ ઉત્પન્ન કરવાં–વેદધર્મનો જગતભરમાં પ્રચાર કરવો–એવા એવા મહાન એના મનોરથ

હતા અને એ કેવળ સ્વપ્નાં જ રહ્યાં છે એમ કોણ કહી શકશે !

કલકત્તાની યુનિવર્સિટીનો એક સ્નાતક નરેન્દ્રનાથ દત્ત પશ્ચિમની સંસ્કૃતિના તેજમાં અંજાઈ પ્રામાણિક નાસ્તિક બન્યો. નાસ્તિક હોવા છતાં પ્રયોગાત્મક પુરાવા મળે તો આસ્તિક બનવા તે ઝંખતો હતો. જ્યારે એને એક અભણ પૂજારી રામકૃષ્ણનો સંસર્ગ થયો અને આધ્યાત્મિક સાક્ષાત્કારની વાસ્તવિકતાની એને ખાતરી થઈ ત્યારે ભણતરનું અભિમાન મૂકી દઈ પોતાનું સર્વસ્વ ત્યાગી સંન્યાસી બન્યો અને પછીથી પરિવ્રાજક થયો. ભારતનું પરિભ્રમણ કરતો એ અકિંચન સંન્યાસી મદ્રાસમાં અમેરિકાની સર્વધર્મપરિષદનું આમંત્રણ મળતાં આર્યસંસ્કૃતિનો વિજયધ્વજ ફરકાવવા એકલો અસહાય નીકળી પડે છે અને પાશ્ચાત્ય સંસ્કૃતિના ઉપાસકો પ્રથમ વાર વર્તમાન ભારતના સંસ્કાર-સંદેશના આદિ સૂરને સાંભળે છે. દેશમાં પાછા ફરતાં કન્યાકુમારીથી અલમોરા સુધી એની પ્રેરણાત્મક વાણીના પડઘા પડે છે અને વર્તમાન હિંદના ઘડતરમાં એ સંદેશાએ મૌલિક ભાગ ભજવ્યો છે.

પણ આ સરખામણી બરાબર નથી એ મેં પહેલાં જ કહ્યું છે. મણિલાલ પેગંબર ન હતા, ધર્મસંસ્થાપક ન હતા, પ્રચારક કે મહાન આચાર્ય ન હતા, સત્ય માટે સર્વનો ત્યાગ કરનાર સંન્યાસી કે શહીદ ન હતા. તે જમાનામાં એવા પુરુષો વિરલા હતા. પણ મણિલાલ સત્યના જિજ્ઞાસુ હતા; બુદ્ધિશાળી વિચક્ષણ સાહિત્યકાર કવિ અને વિદ્વાન અધ્યાપક અને તલસ્પર્શી ચિંતક હતા. અદ્વૈતિઝમનો એમનો નિબંધ સર્વ-ધર્મ-પરિષદમાં સ્વીકારાઈ રિપોર્ટમાં છપાયો હતો. ઓરિયેન્ટલ કોંગ્રેસમાં પણ એમનો નિબંધ સ્વીકારાયો હતો અને 'રાજયોગ' અને 'ઇમિટેશન ઓફ શંકર' પુસ્તકોને સર્વત્ર સારો આવકાર મળ્યો હતો, અને એ પ્રશંસાને પામ્યાં હતાં.

**મણિલાલની ધાર્મિકતા :** મણિલાલને રૂઢિરક્ષક, પ્રાચીનતાના

અંધપૂજક, જૂનું એટલું બધું સોનું માનનાર, શાસ્ત્રોને અબાધિત ગણ નાર, જરીપુરાણા વિચારો રૂઢિઓ વગેરે ને આ પ્રગતિના જમાનામાં પણ દોષરહિત માનનાર હતા—એવા એવા અનેક અભિપ્રાયો અને આક્ષેપો, ટીકાઓ અને વિવેચનો મણિલાલના જીવતાં અને ત્યારપછી પણ થયેલાં છે. એ બધાં કેટલાં અવાસ્તવિક અને અતિશયોક્તિભરેલાં છે તે જાણવા માટે 'પૂર્વ અને પશ્ચિમ' નામના નિબંધનું વાચન પૂરતું થઈ પડશે.

મણિલાલમાં ધાર્મિક વૃત્તિનો ઉદય વિચારશૂન્ય માનસિક ગુલામીને આભારી ન હતો તેમ સ્થિતિચૂસ્ત રૂઢિરક્ષકવૃત્તિમાંથી પણ તે ઉદ્‌ભવ્યો ન હતો. આ મુદ્દો બરાબર સમજવા માટે, મણિલાલનો પોતાનો એકરાર વાંચવા જેવો છે. મણિલાલની આર્યદર્શનો પરની શ્રદ્ધા પ્રયોગાત્મક જિજ્ઞાસા તૃપ્ત થવાનું પરિણામ હતી એવી એ પત્ર વાંચીને આપણી ખાતરી થાય છે. (જુઓ પરિશિષ્ટ.)

આર્યદર્શનમાંથી અદ્વૈતવાદની વાસ્તવિકતા વિશે બૌદ્ધિક પ્રતીતિ થયા પછી મણિલાલે સ્થિર માનસિક જ્ઞાનજ્યોતિ અને ઓજસભરી શૈલી એ બેને પ્રતાપે પોતાને પ્રાપ્ત થયેલાં સત્યોને સાહિત્યમાં પ્રકટ કર્યાં અને પાશ્ચાત્ય સંસ્કારોના બાહ્ય સ્વરૂપોનું અનુકરણ કરવાનો જુવાળ ખાળવા એમણે સતત પ્રયત્ન કર્યો. એ કાર્ય એક પ્રકારે નિષેધાત્મક ગણાય એવું છે. તે જ જાણે એને ભાગે કરવાનું આવ્યું હતું. માનસિક જીવનમાં સ્વીકારેલ અદ્વૈતવાદ—અભેદમાર્ગ અને પ્રાણમાં રહેલી પ્રબળ કામવાસના એ બન્ને વચ્ચે મણિલાલ વર્ષો સુધી સમાધાન મેળવી શકેલા નહિ. એના જીવનનો મોટો ભાગ એ બે પ્રબળ શક્તિઓના દ્વંદ્વનું યુદ્ધક્ષેત્ર થઈ રહ્યો.

બુદ્ધિની જ્ઞાનજ્યોતિર્મય સ્થિતિ યા તો હૃદયમાં પશ્ચાત્તાપ અને દિવ્ય પરિતાપના સાક્ષાત્કારની ક્ષણો બાદ કરતાં એને માટે આંતર સુખ ન હતું. દ્વિધાવિભક્ત એનો અંતરાત્મા ન પાર્થિવ વાસનાનાં ભોગમાં પૂરું

રચી શકતો લાગે છે, ન તો ઉચ્ચ આધ્યાત્મિક જીવનને પોતાનું એકમાત્ર ધ્યેય બનાવી શકે છે. વ્યાધિએ જીવનના અણિના પ્રસંગોએ એને સમર્થ કાર્ય કરતાં અટકાવ્યો હતો.

આત્મનિરીક્ષણની કોઈ વિરલ ક્ષણોમાં પોતાના જીવનની કરુણતા તેણે ન જોઈ હોય અને તે તેને ન સાલી હોય એમ માનવું અસંભવિત લાગે છે. એવે જ કોઈ પ્રસંગે "અહા, હું એકલો દુનિયા બીયાબાંમાં સૂનો ભટકું" એ દર્દભરી વાણી ઉચ્ચારેલી લાગે છે. અને એવી જ કોઈ અવસ્થામાં "કંઈ લાખો નિરાશામાં અમર આશા છુપાઈ છે"—એ ચિરંજીવ ભાવને અમર કાવ્યમાં પ્રકટ કરીને એણે પોતાના અંતરને આશ્વાસન આપેલું લાગે છે. કવચિત જ કવિના આત્માએ હર્ષનો ઉલ્લાસ, અથવા તો વ્યાપક શાંતિ અનુભવેલી લાગે છે: "પ્રેમની ઝલક છાઈ રે, ગગને આજ" એમાં એને કોઈ સર્વવ્યાપી પ્રેમતત્ત્વની, આનંદતત્ત્વની ઝાંખી થયેલી લાગે છે.

ઉચ્ચ આધ્યાત્મિક દર્શનની પ્રતીતિ અને પ્રાણનું અધોગામી આકર્ષણ એ બેની વચ્ચે મણિલાલને સદા ઝૂઝવું પડ્યું હોય એમ લાગે છે. કેટલાકને માટે એવું આંતરમંથન જ ભાવી પ્રગતિનો માર્ગ તૈયાર કરતું હોવું જોઈએ.

# ૧૬. અક્ષર અને ક્ષર જીવન

ગો. મા ત્રિપાઠીના જમાનાથી સાહિત્યકારના જીવનને બે ભાગમાં વહેંચાયેલું માનવામાં આવે છે. : એક ક્ષર અને બીજો અક્ષર. આ મત પ્રમાણે ક્ષર અને અક્ષર બન્ને પરસ્પર છૂટા પાડી શકાય તેવા ભાગો છે. જીવનચરિત માટે 'અક્ષર' ભાગ વધારે અગત્યનો છે, કારણ કે તે વધારે સૂક્ષ્મ અને ચિરંજીવી અંશ હોય છે ક્ષર એટલે સ્થૂળ જીવન; તે તો નાશવંત અને કેવળ ભૌતિક એટલે એ તો ગૌણ; એટલે જીવન વિશે બહુ ઝીણો અભ્યાસ કે અવલોકન કરવાની જરૂર નહિ એવું એ માન્યતામાં લગભગ સ્વીકૃત હોય છે. સાહિત્યકારની બાબતમાં તેનું અક્ષર જીવન વધારે અગત્યનું હોય છે એમ કહેવાનો અર્થ એટલો જ થઈ શકે કે કોઈપણ લેખકના જીવનચરિત્રમાં તેના ક્ષર જીવનને તે લેખકનું છે તે કારણે વધારે અગત્ય અપાવી જોઈએ નહિ સાહિત્યવિષયક અભ્યાસમાં સાહિત્યનાં જ ધોરણો સ્વીકારવાં જોઈએ. પરંતુ એનો અર્થ એવો ન જ થઈ શકે કે તેના અક્ષર જીવનને રજૂ કરનાર કૃતિના સર્જનમાં ક્ષર જીવનની જે અસરો પહોંચી હોય અને જેમણે એમાં આગળ પડતો ભાગ લીધો હોય તેમને જીવનચરિત્ર-માં સ્થાન નથી, અથવા તો જે ઐતિહાસિક બળો સર્વ લેખકોના પર કાર્ય કરે છે તેમનો અભ્યાસ આવશ્યક નથી, કારણ કે એ તો બધું ક્ષર જીવનને લગતું છે ! લેખકના ક્ષર કહેવાતા જીવનને સ્પર્શતાં સર્વે બળોનો અભ્યાસ, અને એ બળો પ્રત્યે લેખકના માનસના પ્રતિકાર્યનું

જ્ઞાન એના અક્ષરદેહના સ્પષ્ટીકરણ માટે આવશ્યક હોય છે.

મને પોતાને જીવનનાં 'ક્ષર' અને 'અક્ષર' વિશેષણો પસંદ નથી, કારણ કે માનવના જીવનનાં એવાં ખાનાં હોતાં નથી—આપણે કૃત્રિમ રીતે મનથી એવા વિભાગ પાડી શકીએ, પણ તે તો આપણા પૂરતું, આપણી સગવડ પૂરતું હોઈ શકે. ક્ષરથી અસ્પૃષ્ટ અક્ષર કે અક્ષરથી તદ્દન જુદું ક્ષર એવું માનજીવન હોતું નથી. એ શબ્દોને ઠેકાણે માનસિક જીવન અને વ્યવહારુ જીવન એવા વિભાગો **સગવડ ખાતર** પાડી શકાય. વળી 'ક્ષર' અને 'અક્ષર' બે શબ્દો આપણી મીમાંસામાં વિશિષ્ટ અર્થમાં રૂઢ થઈ ગયેલા છે એટલે પણ એમનો પ્રયોગ કરવો જોઈતો ન હતો. પરંતુ છેક ગો. મા. ત્રિ.ના સમયથી આપણા સાહિત્યમાં એ શબ્દોનો પ્રયોગ થયેલો હોઈ આપણે સગવડ ખાતર એમનો પ્રયોગ કરીશું.

વિચાર કરતાં આપણને જણાય છે કે માનવજીવનને ક્ષર અને અક્ષર એવા બે વિભાગોમાં જુદું પાડવું બરાબર નથી, કારણ કે સમગ્ર માનવ કેવળ બે નહિ પણ અનેક વ્યક્તિસ્વરૂપોનો બનેલો હોય છે. ખાસ કરીને જીવનના કોઈ ક્ષેત્રમાં જેણે મહત્તા પ્રાપ્ત કરી છે, તેવા માનવમાં સાદું, એકદેશીય વ્યક્તિત્વ એટલે કે વ્યક્તિ-સ્વરૂપ ભાગ્યે જોવામાં આવે છે. સામાન્ય માનવનુંય વ્યક્તિત્વ સંકુલ, જટિલ હોય છે તો મહાપુરુષોનું તો કેટલું બધું સંકુલ અને જટિલ હોય તેનો આપણે વિચાર કરવો જોઈએ. માનવમાં રહેલાં વિવિધ વ્યક્તિસ્વરૂપોને ધારણ કરનાર એના અસલ અને સમગ્ર સ્વરૂપને સાચી ઉપમા આપવી હોય તો વિવિધ વ્યક્તિઓને એકી વખતે આશ્રય આપનાર માળાની, યા તો વધારે સાચી રીતે અનેક મુસાફરોને લઈને સમુદ્રમાં ગતિ કરતી આગબોટની ઉપમા આપવી વધારે સાર્થક ગણાય. અર્થાત, માનવની અંદર રહેલાં એનાં પોતાનાં કેટલાંક વ્યક્તિસ્વરૂપો પરસ્પર અસંબદ્ધ, એકબીજાને વિદેશી જેવાં પણ હોય એ સંભવિત છે એમાંના કેટલાંકને

## ૧૬. અક્ષર અને ક્ષર જીવન

ગો. મા ત્રિપાઠીના જમાનાથી સાહિત્યકારના જીવનને બે ભાગમાં વહેંચાયેલું માનવામાં આવે છે. : એક ક્ષર અને બીજો અક્ષર. આ મત પ્રમાણે ક્ષર અને અક્ષર બન્ને પરસ્પર છૂટા પાડી શકાય તેવા ભાગો છે. જીવનચરિત માટે 'અક્ષર' ભાગ વધારે અગત્યનો છે, કારણ કે તે વધારે સૂક્ષ્મ અને ચિરંજીવી અંશ હોય છે ક્ષર એટલે સ્થૂળ જીવન; તે તો નાશવંત અને કેવળ ભૌતિક એટલે એ તો ગૌણ; એટલે જીવન વિશે બહુ ઝીણો અભ્યાસ કે અવલોકન કરવાની જરૂર નહિ એવું એ માન્યતામાં લગભગ સ્વીકૃત હોય છે. સાહિત્યકારની બાબતમાં તેનું અક્ષર જીવન વધારે અગત્યનું હોય છે એમ કહેવાનો અર્થ એટલો જ થઈ શકે કે કોઈપણ લેખકના જીવનચરિત્રમાં તેના ક્ષર જીવનને તે લેખકનું છે તે કારણે વધારે અગત્ય અપાવી જોઈએ નહિ સાહિત્યવિષયક અભ્યાસમાં સાહિત્યનાં જ ધોરણો સ્વીકારવાં જોઈએ. પરંતુ એનો અર્થ એવો ન જ થઈ શકે કે તેના અક્ષર જીવનને રજૂ કરનાર કૃતિના સર્જનમાં ક્ષર જીવનની જે અસરો પહોંચી હોય અને જેમણે એમાં આગળ પડતો ભાગ લીધો હોય તેમને જીવનચરિત્ર-માં સ્થાન નથી, અથવા તો જે ઐતિહાસિક બળો સર્વ લેખકોના પર કાર્ય કરે છે તેમનો અભ્યાસ આવશ્યક નથી, કારણ કે એ તો બધું ક્ષર જીવનને લગતું છે! લેખકના ક્ષર કહેવાતા જીવનને સ્પર્શતાં સર્વે બળોનો અભ્યાસ, અને એ બળો પ્રત્યે લેખકના માનસનાં પ્રતિકાર્યનું

વચન અને કર્મની એકતા માટેની માગણી એટલે જ આવી સંવાદી થયેલ વ્યક્તિત્વ માટેની માગણી—પરંતુ એથી પણ સુવિખ્યાત વ્યક્તિઓ થઈ ગયેલી છે જેમનો ચેતનાપ્રવાહ એક પ્રવૃત્તિમા સતત ઊર્ધ્વગામી તો બીજી પ્રવૃતિમાં તદ્દન સામાન્યતામાં, અને કોઈ વાર અધમતામાં પણ વહેતો હોય છે. માનવનો જીવનપટ એવો અટપટો છે કે વ્યક્તિમાં દેખાતી કેટલીયે શક્યતાઓ અને સંભાવ્યતાઓમાંથી ફક્ત ગણીગાંઠી જ તેનામાં સ્ફુટ થાય છે, અને સ્ફુટ થનારીમાંથી વળી થોડીએક વાસ્તવિકતામાં પરિણમે છે,—અને વિરલ જ સફળ સિદ્ધિ રૂપે જીવનમાં મૂર્ત થાય છે. મણિલાલમાં રહેલી લેખકની શક્યતા સફળ રીતે મૂર્ત થઈ ગણાય અને તે પણ કદાચ મણિલાલે પોતાના અંતરમાં ધારેલી તેવી હૂબહૂ ઊતરી હતી કે કેમ એ કહેવુ મુશ્કેલ છે. આમ આપણું આ પાર્થિવ જીવન અંતરાત્માની શકયતાઓને સિદ્ધિમાં પરિવર્તન પમાડવાનું ક્ષેત્ર છે, તે આત્માના વિકાસની કસોટી-રૂપ પણ નીવડે છે. અંતરાત્મામાં રહેલી અનંત શક્યતાઓને વ્યક્તિ પોતાના પાર્થિવ જીવનમાં કેટલે અંશે વ્યક્ત કરી શકે છે તેના ઉપર તેના વિકાસનું ધોરણ બાંધી શકાય છે, અને અંતરમાં ધારેલી ધારણાઓ, ઉચ્ચતા સાધવાના પ્રયત્નો, આદર્શો વગેરે જીવનમાં કેટલે અંશે પ્રતિબિંબિત થયા, શા માટે અને કેટલે અંશે વિકૃત થયા, વક્રગતિને પામ્યા, એ વગેરે જાણવું એ જીવનચરિત્રના હેતુનુ એક ઉપયોગી અંગ છે. અને વ્યક્તિના બાહ્ય જીવનમાં અને તેના અંતરમાં નડેલી મુશ્કેલીઓ, ત્રૂટીઓ, ઉપાધિઓ, વિટંબણાઓ, અને પ્રાકૃતતા અને અધમતા પણ તેના વિકાસમાં કેવો અને કેટલો લાભદાયક કે હાનિકારક ભાગ ભજવી ગઈ છે એ જાણવુ પણ આપણે માટે ઉપયોગી છે. ઉદાહરણ તરીકે મણિલાલ પોતાના આત્મવૃત્તાંતમાં નોંધે છે કે પોતે "કોઈ કોઈ સ્ત્રીના સંબંધમાં આવ્યો હોઇશ તે પણ આવી શોધ (એટલે કે, શુદ્ધ પ્રેમસ્થાનની શોધ)ના ઈરાદાથી—વિષયવાસનાથી નહિ" એ તો એમનું ધ્યેય. પણ વ્યવહારુ વાસ્તવિકતામાં પોતે "પ્રેમાનંદ,

માનવ પોતાની જાગ્રત અવસ્થામાં જાણતો પણ ન હોય એમ પણ બને. જેકીલ અને હાઈડની ખૂબ પ્રખ્યાત થયેલી વાર્તામાં માનવ-વ્યક્તિત્વના આવા સ્પષ્ટ વિભાગોનું નિરૂપણ છે. એટલે ક્ષર–અક્ષરને બદલે અનેક સ્વરૂપોનો વ્યક્તિની સમગ્રતામાં સ્વીકાર થવો જોઈએ

વળી, જેને 'અક્ષર' જીવન કહેવામાં આવે છે તે પણ ક્યાં એક જ પ્રકારનું કે એક જ પ્રકારના વ્યક્તિત્વનું બનેલું હોય છે? કોઈ લેખકની બાબતમાં એના રચેલા ગ્રંથોને એનું અક્ષરજીવન ગણવામાં આવે છે; પરંતુ એ પણ મર્યાદિત અર્થમાં જ સાચું હોય છે. લેખકનું સમસ્ત અક્ષરજીવન કાંઈ તેણે સર્જેલ સાહિત્યમાં આવી જતું નથી. એ રીતે પણ ક્ષર–અક્ષરનો એ ભેદ કૃત્રિમ ઠરે છે. એક બાજૂથી જોતાં 'ક્ષર' કહેવાતું જીવન અક્ષરનો જ વિસર્ગ–પ્રક્ષેપ હોય છે, તો બીજી બાજૂ 'અક્ષર' કહેવાતા જીવનના ઉપર ક્ષરની અસર પણ પહોંચે છે જ. માનવમાં એક અંશ ભૂચર હોઈ સદા અધઃ-પાર્થિવતા સાથે બંધાયેલો જણાય છે જ્યારે બીજો મહત્તા પૂર્ણતા દિવ્યતા વગેરે ઉચ્ચ તત્ત્વો પ્રત્યે આકર્ષાય છે, તે ઊર્ધ્વાભિમુખ, ઊર્ધ્વ-ગામી પણ હોય છે; પણ આ ભાગો છૂટા છૂટા પોતપોતાનું કાર્ય કરતા હોય છે, તો પરસ્પર કાર્ય-પ્રતિકાર્ય પણ કરતા જ હોય છે કોઈપણ વ્યક્તિના જીવનમાં આ બે અંગોએ કેવાં કેવાં કાર્ય–પ્રતિ-કાર્યો કર્યાં હોય છે તે જાણવું બહુ જ મુશ્કેલ છે. છતાં, એ વિશે અનુમાનો અને અટકળો પણ આપણને ઉપયોગી થઈ શકે છે વ્યક્તિના જીવનમાં કઈ કઈ ભાવનાઓ, કેવા આદર્શો જાગ્રત હતા અને એમની સાધનામાં આ બે વૃત્તિઓવાળા એની ચેતનાના ભાગોએ કેવો કેવો ભાગ ભજવ્યો એ જાણવું વ્યક્તિના જ્ઞાન માટે આવશ્યક થઈ પડે છે.

મહાન જીવન પ્રત્યે આપણી માગણી આ સામાન્ય રીતે વિરોધી ભાગોનો વિરોધ મિટાવીને તે પોતાના વ્યક્તિત્વને કેટલે અંશે સાંશ્લિષ્ટ બનાવી શકે છે તેની જ માગણી હોય છે. સામાન્ય ભાષામાં મન

# ૧૭. મણિલાલનું ગદ્ય

અર્વાચીન ગુજરાતી ગદ્ય હિંદના ઉપર થયેલ પાશ્ચાત્ય સંસ્કારની અને સાહિત્યની સીધેસીધી અસરનું ફળ છે. મધ્ય યુગનું ગુજરાતી ગદ્ય ગદ્ય હોવા છતાં સાહિત્યના એક પ્રકાર તરીકે એનો વિકાસ ઘણો જ મર્યાદિત અને એનો પ્રયોગ પણ ઘણા જ મર્યાદિત ક્ષેત્રમાં હતો એમ જણાય છે. પદ્ય જ–એટલે કવિતા–મધ્યયુગના સાહિત્યસર્જનનું પ્રધાન અંગ રહ્યું છે. સંસ્કૃતમાં જે ગદ્ય ઉપલબ્ધ છે તેમાં કાદંબરી અને દશકુમારચરિત વગેરેના–અપવાદ બાદ કરતાં કલ્પનાવ્યાપારનાં સર્જનોમાં નાટક જ કેવળ સર્જકવ્યાપારને ગદ્યમાં સાકાર કરે છે. મીમાંસા અને દર્શન, ધર્મશાસ્ત્રો અને સ્મૃતિઓનું ગદ્ય અલબત્ત છે, પરંતુ એમાં વિરલ અપવાદો અને પ્રતિભાના ચમત્કારો સિવાય નવસર્જન કે શૈલીવૈચિત્ર્ય એટલા પ્રમાણમાં જોવા મળતું નથી. આપણા સંસ્કૃત સાહિત્યની સરખામણીમાં અંગ્રેજી ફ્રેંચ વગેરે અર્વાચીન ભાષાઓમાં ગદ્યસર્જન વિપુલ અને સમૃદ્ધ છે. ગદ્યની શક્તિનો, અલબત્ત, સંસ્કૃત વિવેચકોને ખ્યાલ તો હતો, પરંતુ એનું ખેડાણ પૂરતા પ્રમાણમાં,–એટલે કે કવિતાની સરખામણીમાં–થયું લાગતું નથી. વળી, તત્ત્વદર્શનને અંગે જે ભાષ્યો રચાયાં છે તેમાં પારિભાષિક શબ્દો અનિવાર્ય હોવાને પરિણામે પણ સર્જનસાહિત્યના પ્રકાર તરીકે ગદ્યને કવિતા જેટલી તક મળી ન હતી. સંસ્કૃત વિવેચકોએ ઓજસ અને પ્રૌઢિના ગુણો ગદ્યમાં આવશ્યક માન્યા હોઈ **समासभूयस्त्व**—સમાસનું

ના વિષયાનંદ" જ મેળવે છે એમ પણ જોઈ શકે છે—અને છતાં એમનો શારીરિક સંબંધ થયેલો ન હતો છતાં પોતાના અંતરમાં તૃપ્તિ શોધનાર વસ્તુ કામવાસના એમની શુદ્ધ પ્રેમસ્થાનની ઝંખનાને દબાવીને આગળ આવી જઈ શકતી.

વળી, સાક્ષરજીવનમાં પ્રગટતી કૃતિઓ ક્ષર ગણાતા જીવનના ઉપર પ્રતિષ્ઠિત હોય છે એ તો પૂરતું સુવિદિત છે. મણિલાલે પોતાના મિત્રો સાથેનો બાલિશ ઝઘડો પતીને મેળ થયો ત્યારે "પ્રીતિપ્રેમ, વંદું જય જય વાણી" એ હિંડી લખેલી. અને "શા રસ પર ગુલતાન" એ મણિબહેનના શબ્દોમાંથી ઉદ્ભવેલું કાવ્ય છે. "આંખ ભર્યે શું થાય, રસીલી"—એ પણ કોઈ વ્યવહારુ જીવનના પ્રસંગમાંથી જન્મેલું કાવ્ય છે. કલાપીની કાવ્યરચનામાં તો હું ધારું છું કે એવું એક પણ કાવ્ય નહિ હોય જે એના વ્યવહારુ જીવનના અનુભવમાંથી ઉદ્ભવ્યું હોય. અલબત્ત, જીવનનો એવો બાહ્ય પ્રસંગ સર્જનનો આરંભ કરવા માટેના પ્રારંભક આઘાત જેવો જ હોય છે અને ખરો સર્જનવ્યાપાર તો સ્રષ્ટાના અંતરમાં થાય છે. પણ એમાં વિશિષ્ટ પ્રકારની પટ્કરણ પ્રકૃતિવાળી વ્યક્તિઓ માટે બાહ્ય જીવનને ઘણી વાર આવશ્યક આઘાત પૂરા પાડવાનું અનિ ઉપયોગી સાધન બને છે. અને એના વિના સર્જનવ્યાપારનો આરંભ અંતરમાં થતો નથી.

આમ મણિલાલના જીવનમાં આપણે જોઈ શકીએ છીએ કે વિષયવાસના એમને હરાવી ગઈ ભલે, પણ એમને પ્રેરણા આપનાર વસ્તુ તો "શુદ્ધ પ્રેમસ્થાનની શોધ હતી." અને એ અંતરનો વિચ્છેદ મણિલાલના જીવનના છેવટના ભાગમાં એક પ્રકારના નિર્વેદમાં પરિણમ્યો હતો એમ જણાય છે.

પોતાની બૌદ્ધિક શ્રદ્ધાનો રણકો છે. એનું ઇતિહાસદર્શન પણ સજીવ લાગે છે. અને ઇતિહાસના દર્શન કરતાં તે માનવજાતિની કોઈ ઉન્નત સાર્થકતાનું, માનવતાના પ્રાપ્તવ્ય કોઈ અપ્રાપ્ત આદર્શનું અને તેના વિકાસની સાચી દિશાનું દર્શન પણ કરે છે. એનું ઇતિહાસ-દર્શન જાણે તત્ત્વદર્શનમાં પરિણમે છે. નર્મદના ગદ્યલેખનમાં નિબંધ અને જીવનચરિત્ર ઉપરાંત કેવળ ઇતિહાસ પ્રધાનપણે જાણીતો છે; પરંતુ એનું તત્ત્વદર્શન એના ગદ્યમાં જે અભિવ્યક્તિ પામે છે તેની મને લાગે છે કે ગુજરાતી સાહિત્યમાં ઉપેક્ષા થયેલી છે. આજ કાલના માનસને કદાચ ધૃષ્ટતા લાગે, તોપણ એમ કહેવામાં અતિ-શયોક્તિ નથી કે નર્મદનું તત્ત્વદર્શન એટલું તો સ્થિર વાસ્તવિકતાની ભૂમિકા ઉપર પ્રતિષ્ઠિત છે તથા સાથે સાથે શૈલીની એવી એક ઉષ્મા અને આંતરપ્રતીતિની વાહક સહૃદયતાથી યુક્ત છે કે આજે બે પેઢીઓના ગાળા પછી પણ એના ગદ્યમાં તાજગી વિચારપ્રેરકતા અને ચિંતનની સ્થાયી વાસ્તવિકતાનો અભાવ આપણને લાગતો નથી. ઉદાહરણ તરીકે :

"ધર્મના વિષય અનેક છે પણ ત્રણ મુખ્ય છે; પોતાના પિંડ સંબંધી, જનના પરસ્પર વ્યવહાર સંબંધી, જગત જગદીશ્વર સંબંધી. પહેલામાં બાહ્યાન્તર સ્વચ્છ રાખવું અને બીજાઓને રૂડી શિક્ષા મળે એવું આચરવું. બીજામાં પ્રામાણિકપણું રાખવું અને પરોપકાર કરવો. અને ત્રીજામાં જીવ, જગત, જગદીશ્વરનું સ્વરૂપ જાણવું અને જગદીશ્વરની ઉપાસના કરવી એ મુખ્ય ધર્મલક્ષણ છે .

"મનુષ્યના અભિમાન વડે તેનો વ્યવહાર સતેજ દેખાય છે પણ કેવળ નિરભિમાન થવું કે અંકુશિત નિયમિત અભિમાન રાખવું એવી એવી ધર્મશિક્ષા વડે જ તે વ્યવસ્થિત, સુંદર, સુખકર રહેતે; વળી મનુષ્ય ઇચ્છે છે, બક્ષે છે, મથે છે પણ તે કેવળ પોતાના જ પ્રયત્ન વડે સિદ્ધિ પામી શકતો નથી—તે સહાય યોગને આધીન છે; તે વારે વારે ભૂલે છે, પસ્તાય છે, નિરાશ થાય છે, આધિવ્યાધિઉપાધિથી પીડાય છે ને

માધુર્ય ઓજસ માટે કેટલીક શૈલીઓમાં આવશ્યક માન્યું છે. પદ-લાલિત્ય પણ કવિતા પેઠે ગદ્યમાં આવશ્યક ગણાયું છે પરંતુ જે અર્થમાં વિક્ટર હ્યુગો કવિ અને ગદ્યસર્જક બન્ને છે તે અર્થમાં સંસ્કૃત સાહિત્યમાં કાંદમ્બરીકાર અને પંડિત જગન્નાથ જેવા અપવાદો બાદ કરતાં શુદ્ધ ગદ્યના સર્જકો ઘણા ઓછા જણાય છે. પશ્ચિમના ગદ્યના વિકાસનો ઇતિહાસ પણ સાહિત્યના ક્ષેત્ર પૂરતો ત્રણસો વર્ષથી વધારે પ્રાચીન નથી. પરંતુ તોયે આપણા સંસ્કૃત અને પ્રાકૃત સાહિત્યની સરખામણીમાં પશ્ચિમના સહિત્યનું ગદ્ય અંગ અનેક પાસાવાળું અનેક રીતિઓ અને કલ્પનાસર્જનથી સમૃદ્ધ થયેલું છે. વળી છેલ્લી સદીમાં ભૌતિકશાસ્ત્રની પ્રગતિને પરિણામે યુરોપમાં પણ પદ્ય ઉપરથી ઊતરીને ઝોક ગદ્ય ઉપર આવવા લાગ્યો હતો. અંગ્રેજી સાહિત્યની આપણા જીવન ઉપર થયેલી વ્યાપક અસરને પરિણામે આપણા સાહિત્યમાં ગદ્યનો વિકાસ થયો છે.

આમ સંસ્કૃત કે ફારસી સાહિત્યના ગદ્ય કરતાં પશ્ચિમનાં અને ખાસ કરીને અંગ્રેજી ગદ્યની અસર અર્વાચીન ગુજરાતી ગદ્યના સર્જન માટે જવાબદાર છે. અને એ વિભાગમાં ગદ્યસર્જનનું પ્રસ્થાન કરવાનો યશ, પદ્ય પેઠે, કવિ નર્મદાશંકરને ફાળે જાય છે. સર્જકનું વ્યક્તિત્વ, તેનું મનોમય જગત, તેની ભાવનાઓ, તેનું તત્ત્વદર્શન, જીવનના રહસ્યનું તેનું દર્શન વગેરે ગદ્યમાં પણ વિશિષ્ટ પ્રકારે આવિર્ભાવ પામે છે યા તો પામી શકે છે એ વાતનો પ્રથમ પરિચય નર્મદાશંકરના ગદ્યે આપ્યો. એણે જીવનચરિત્ર અને નિબંધો તથા ઇતિહાસલેખન, અને ગદ્યપ્રચાર માટે ગદ્યનો પ્રયોગ કર્યો, એ તો ખરું, પરંતુ એનું લાક્ષણિક વ્યક્તિત્વ ગદ્યમાં પણ પોતાની છટા ધારણ કર્યા વિના રહ્યું નહિ. આ વસ્તુ એના નર્મગદ્ય અને રાજ્યરંગ જેવાં ગદ્યલખાણોમાંથી સ્પષ્ટ થાય છે. ચિંતનનું તત્ત્વ, સમર્થ અને ગહન વિચારણા, એક સ્વતંત્ર લેખનપ્રવૃત્તિ તરીકે નર્મદથી શરૂ થાય છે. એના ગદ્યમાં અભ્યાસ છે, વાક્છટા છે, સામર્થ્ય છે, નર્મદની

વળી, આ એક બીજી કંડિકા જુઓ : “ જાણ્યા વિના નિયમ બંધાતા નથી. નિયમ વિના જાણેલાનું સ્મરણ રહેતું નથી અને ૨૫૫ વિશ્વાસ તથા શ્રદ્ધા વિના નિયમ પળાતા નથી; જ્ઞાન વિના સંકલ્પ નથી, સંકલ્પ વિના સિદ્ધિ નથી અને ભાવ અને કર્મ વિના સંકલ્પ ને વિકલ્પ થઈ રહે છે; અર્થાત્ જ્ઞાન અને સંકલ્પપૂર્વક શ્રદ્ધાયુક્ત આચરણ–ધર્મ એ એનો નિત્ય સંબંધ છે ”

વળી, આ એક બીજી જુઓ : “ પશુપક્ષીમાં જ્ઞાન છે પણ મનુષ્યમાં જુદા પ્રકારનું (હું) જ્ઞાન છે ને એ એવું છે કે તે એક આખો જગતનું જ્ઞાન પામે છેઃ મનુષ્યનું જ્ઞાન હું પોતાનો વિચાર કરે છે અને મનુષ્યમાં જ્ઞાતા કર્તા ભોક્તા હુંનું એક અંતર સાક્ષી-રૂપ છે કે જે, હુંના ગુણકર્મનું તથા તેની સ્થિતિનું નિત્યજ્ઞાન મળે છે; અર્થાત્ મનુષ્ય હું તે જ્ઞાતા જ્ઞેય ને જ્ઞાન એ ત્રણેની ત્રિપુટી છે હુંરૂપી ત્રિપુટીનો જાળનો ઉકેલ મનુષ્ય હુંએ પ્રકૃતિવશાત્ જુદો જુદો કીધો છે–સૌએ જ માન્યો તેવો એક કીધો નથી. મન બાહ્યેન્દ્રિય વિષયનો અન્તરેન્દ્રિય વિષયનો, એ બેના સંબંધ વિષયનો ને પોતાનો વિચાર કરે છે પણ કોઈ મનની કોઈ શક્તિ અમુક જ વિષય ઉપર વિશેષ રંગાઈ હોય છે; અંતર હું વિશે સર્વપંડિતોનો એક ઉકેલ નથી અને પ્રગટ હુંનું સ્વરૂપ સર્વત્ર એક સરખું નથી તોપણ બાહ્યાન્તરવાળું મનુષ્ય હું બહારનું ને અંદરનું જાણવાનું અભિમાન ધરાવે છે. ”

આ અવતરણો ઉપરથી જે તત્ત્વદર્શન મણિલાલના ગદ્યની વિશેષતા ગણાય છે તેનું નર્મદમાં આરંભસ્વરૂપ—આરંભનું એટલે પ્રાથમિક નહિ–પરંતુ પુખ્ત અને નર્મદની વિશિષ્ટ વ્યક્તિતાની છાપ-વાળું સ્વરૂપ જોવાને મળે છે. અલબત્ત, મણિલાલમાં તત્ત્વજ્ઞાનના અભ્યાસીની વ્યુત્પન્નતા છે. પ્રૌઢિ તથા ઓજસ્વિતા સંસ્કૃત સાહિત્ય-માંથી અને અંગ્રેજીના પરિચયથી સ્વાભાવિક રીતે મણિલાલમાં ઊતરી આવતી જણાય છે.

જેમ વધારે જાણે છે તેમ પોતાને અપૂર્ણ પરતંત્ર સમજી પોતાના અભિમાનને શાપે છે.

"પણ તેનું મૂર્છિત અભિમાન ફરી પાછું જાગે છે ને તે પોતાની રાગીવિરાગી પદ્ધતિ પ્રમાણે સર્વજ્ઞાતા સર્વકર્તા સર્વભોક્તા સર્વેશ્વરને આરાધી તેની પાસે પોતાને ભાવતું સુખ જાચે છે (મરણ પછીને માટે પણ) અથવા તેના સ્વરૂપના વિચારમાં સુખ માણે છે; તે ધર્મને આદરે છે.

"મનુષ્ય જન્મી વૃદ્ધિ પામી અમુક સ્થિતિએ પહોંચી મરણ પામે છે પણ મનુષ્યસૃષ્ટિ હજી નાશ પામી નથી, સ્ત્રીપુરુષને સંયોગે નવા મનુષ્ય જન્મે છે ને એ પોતાની જ્ઞાન–કર્મ–લીલા રમે છે. મનુષ્ય આખા વિશ્વની લીલાનું રહસ્ય જાણવાને ખંતે ખોળ કરે છે પણ તેને પાર લાધતો નથી, તે જ્ઞાન વડે અનેક અટકળ કરે છે પણ થોડીક જ તે અનુભવમાં આણી શકે છે,–તે ચિંતેલી સ્થિતિનો યોગ પ્રાપ્ત કરી શકતું નથી તોપણ તે તેની સાધનાને માટે ઉત્સાહે પ્રયત્ન કરે છે જ, અને ધર્મને અનુસરતાં રહી પ્રયત્ન કરે છે એ જ તેનું જયી આનંદી સ્વરૂપ છે.

"મનુષ્યસૃષ્ટિ વિશ્વના સંબંધમાં રહી પોતે જ્ઞાને રંગાઈ અખિલ વિશ્વને રંગે છે ને વિશ્વના કારણ–કર્તાનું (નિર્ગુણ–સગુણનું) ધ્યાન દર્શન કરે છે; અને મનુષ્યસૃષ્ટિમાંના એક પ્રદેશમાં એક ખૂણામાંનો હું નર્મદ આ રાજ્યરંગ દર્શનગ્રંથની દુર્લભ સમાપ્તિને ટાણે સગુણ એકને—શ્રીરંગને પ્રેમે પ્રણમું છું અને સ્તવું છું, વિજય વિજય શ્રીરંગ.

"અને એ વિશ્વેશ્વર પરમોદાર જગદ્‌ગુરુ, ધર્માત્મા, સિદ્ધપુરુષ અખિલ વિશ્વને વ્યવસ્થિત સુંદર રાખતા ધ્યાન જ્ઞાન પ્રયત્નના અભિમાની મનુષ્યને ધર્માર્થકામમોક્ષને અર્થે અંતર્બોધ સદા સર્વત્ર સૂક્ષ્મમંત્રે (રહસ્ય અવ્યક્ત રાખીને) કરે છે. **एकस्मै सत्यस्वरूपाय नमः ॥**

અલબત્ત, કલ્પનાપ્રધાન છતાં વિશાળ જીવનપટને વ્યાપી લેતી ગોવર્ધનરામની પ્રતિભા પણ આપણને જીવનનું એક જુદું જ દર્શન કરાવે છે: પૂર્વ અને પશ્ચિમનાં તત્ત્વોનો જીવનમાં જે સગમ અને સંઘર્ષ હિંદમાં શરૂ થયો હતો તેનો તાદૃશ ચિતાર રજૂ કરી કુટુંબ, સમાજ, રાજનીતિ, ધર્મ વગેરે અનેક ક્ષેત્રોમાં તેનાં શક્ય, સંભાવ્ય અને ઇષ્ટ સ્વરૂપો પોતાની વિશાળ નવલકથાના પટમાં એ આલેખે છે. મણિલાલની ગદ્યપ્રતિભા આપણને "પૂર્વ ને પશ્ચિમ"ના મથાળાવાળા સમર્થ નિબંધમાં એ જ તત્ત્વોનું તાત્ત્વિક પૃથક્કરણ અને નિરૂપણ કરતી જોવા મળે છે. નવલકથા તરીકે મણિલાલે બુલ્વર લીટનની 'ઝનોની'ની અનુકૃતિ 'ગુલાબસિંહ' નામે પ્રગટ કરી હતી. કેટલાકને તે સરસ્વતીચંદ્ર કરતાં પણ ચડિયાતી લાગી હતી, એ કેવળ નોંધવા ખાતર અહીં જણાવું છું.

મણિલાલની ગદ્યશૈલી પ્રસંગાનુસાર ઉદ્‌બોધનાત્મક પણ રહેલી છે. ગ. ધીરુભાઈ જણાવે છે, તેમ "ક્વચિત્ ઉત્સાહી ઉપદેશકની ઉદ્‌બોધનાત્મકતા, તો ક્વચિત્ કુશળ ધર્મપ્રચારકની કુનેહભરી સજાવટ, ક્વચિત્ હિતેચ્છુ શિક્ષકનો સંતાપ, તો ક્વચિત્ બળતા સ્નેહીના હૃદયદ્રવ્યનો ભવ્ય ઉદ્રેક, ક્વચિત્ કટ્ટર સુધારકની તીક્ષ્ણ કટાક્ષવૃત્તિ, તો ક્વચિત્ સ્વજનની પરિચિતતા, એમ પ્રસંગોપાત્ત વિવિધ ભાવભંગી ધારણ કરતી મણિલાલની વાક્છટા એક સમર્થ કસાયેલા વક્તાના વ્યક્તિત્વને સચોટપણે ચારિતાર્થ કરે છે."

આ અવલોકન પત્રકાર તરીકેના મણિલાલના ગદ્યને વધારે ઉપયુક્ત છે. તત્ત્વચર્ચા અને સિદ્ધાંતનિરૂપણમાં મણિલાલના ગદ્યમાં "વિશદતા, વ્યવસ્થિતતા, ગૌરવ અને તત્ત્વનિષ્ઠા"ના ગુણો રહેલા છે એમ શ્રી. ધીરુભાઈ નોંધે છે તે યથાર્થ છે. "તાજગી, સ્વયંસ્ફૂર્તિ અને ઓજસના ગુણો એમાં કુદરતી રીતે જ પ્રગટ થાય છે". "મણિલાલનું ગદ્યપ્રભુત્વ ખરેખર અદ્‌ભુત છે. આટલી સાદી છતાં પ્રૌઢ,

નર્મદમાં ક્વચિત્ ક્વચિત્ વ્યવહારની બોલીના પ્રયોગો આવીને વિચારને સરલ અને સુગમ્ય બનાવે છે તો કેટલીકવાર પ્રૌઢ વિષયના સંદર્ભમાં એક પ્રકારનો ગૌરવનો અભાવ પ્રગટાવે છે. મણિલાલના ગદ્યમાં એવો પ્રસંગ ક્વચિત જ બને છે. અલબત્ત, કોઈકવાર મણિલાલનું ગદ્ય પણ અતિસંસ્કૃતમયતામાં અજાણ્યે સરી જાય છે અને દુર્બોધ બને છે, તો કોઈકવાર સમાસનું પ્રાચુર્ય ઓજસ અને પ્રૌઢિને ખાતર પણ તે પ્રયોજે છે. નર્મદના ગદ્યલખાણમાં જે નિબંધલેખન છે તે સાથે મણિલાલના લાંબા વિચારક્ષમ ચિંતનરસિત અને લાંબી તર્કસરણીની શ્રેણીનો આશ્રય લઈને જટિલ વિષયનાં નિગમનો સ્થાપન કરતા નિબંધો સરખાવવાથી જણાશે કે મણિલાલનું ગદ્ય સુંદર રૂપવાળા સુદૃઢ વિચારમિનારોને, તત્ત્વદર્શનના વૈભવી પ્રાસાદોને રચવાની શક્તિ ધરાવે છે. " સિદ્ધાંતસાર " એ મણિલાલની સાક્ષરતા, તત્ત્વદર્શનની વ્યુત્પન્નતા, સમર્થ તુલનાશક્તિ અને વ્યક્તિગત Earnestness સન્નિષ્ઠા, તથા જીવનમાં ઓતપ્રોત થયેલ તત્ત્વદર્શનની સચ્ચાઈનો રણકો પાડતું ભવ્ય ગદ્યસર્જન છે. ગુજરાતી ભાષામાં તે સમયે ધર્મ, તત્ત્વજ્ઞાન અને ચિંતનનો સમન્વય રજૂ કરનાર બીજો ગ્રંથ હતો નહિ.

પુરોગામી નર્મદ પછીના સમકાલીનોમાં ગોવર્ધનરામ મણિલાલની તુલનામાં મૂકી શકાય એવા ગદ્યસર્જક હતા. એમની અને મણિલાલની વ્યુત્પન્નતા જુદા જુદા પ્રકારની હતી. ગોવર્ધનરામમાં કલ્પનાનો વ્યાપાર અને જીવનમાં સક્રિય એવાં બળોનું અવલોકન અને તેમની તુલના એ આગળ પડતા ગુણો જણાય છે. મણિલાલના જેવી તત્ત્વદર્શનની વિશદતા અને વિવિધ દર્શનોના અભ્યાસની ચોકસાઈ એમનામાં જણાતી નથી. એમની ગદ્યશૈલીનું પ્રધાન લક્ષણ કલ્પનારસિત શિષ્ટતા છે. એમણે સંસ્કારિતાવાળા નવીનોને ઉપયુક્ત એવું ગુજરાતી ગદ્ય આપ્યું. સરસ્વતીચંદ્રમાં જે પાત્રોના વાર્તાલાપ છે તે બોલાતી ગુજરાતીમાં શિષ્ટતા અને સંસ્કારિતાવાળી ભાષા વ્યવહારમાં સર્જી બતાવે છે.

"એમના કાવ્યત્વના ધોરણમાં પણ વિચારને અધિક પદ મળતું, આથી કાવ્યના કરતાં વિચારના અવલોકનકાર તરીકે મણિલાલ ઉચ્ચ સ્થાન ભોગવે છે."

"સિદ્ધાંતસાર"ને આચાર્ય આનંદશંકર "મણિલાલની અવલોકન-શક્તિનો ભવ્ય નમૂનો" કહે છે.

' આ ગ્રંથમાં ભાષાનો ચમત્કાર એવો છે કે તે દ્વારા પ્રાચીન ભારતખંડનું પ્રત્યક્ષદર્શન લેતી ગ્રંથકર્તાની પ્રતિભા વાચકના આત્મામાં સંક્રાંત થાય છે.

"He felt and knew"—"એ પોતાની અંદર લાગણી અનુભવતા અને તે વડે જ્ઞાન મેળવતા"

એમાં જ મણિલાલનો અનન્યસાધારણ પ્રભાવ છે.

સરળ છતાં વિચારગર્ભ, ઉત્કટ છતાં સ્વસ્થ અને શાસ્ત્રીય છતાં નાના મોટા સઘળા વિષયોને એકધારી સચોટતાપૂર્વક સુગ્રાહ્ય બનાવી દેતી સંપૂર્ણ ગુજરાતી અધ્યાસવાળી સર્વભોગ્ય ગદ્યશૈલી પ્રથમ મણિલાલે જ આપણને ઘડી આપી."

આ સમાલોચના યથાર્થ છે અને એમાં રા. આનંદશંકરે મણિલાલની ગદ્યશૈલી વિશે જે સમાલોચના કરી છે તે ઉમેરી લઈશું તો મણિલાલના ગદ્ય વિશે આપણને વધારે સાચો ખ્યાલ આવશે. અત્યાર સુધી ગુજરાતી સાહિત્યમાં મણિલાલે આપેલા આ અમૂલ્ય ફાળાની યોગ્ય કદર થઈ નથી; એટલે આચાર્ય આનંદશંકરનું વિધાન અહીં આંપવું ઉપયુક્ત છે :

"મણિલાલના નામ સાથે ગુજરાતનાં છેલ્લાં વીસ વર્ષનો આંતર ઇતિહાસ અનેક રીતે જોડાયેલો છે એમણે પોતાના ટૂંકા પણ કલાથી ભરપૂર જીવનમાં ગુજરાતને એક નવીન કવિતાની દિશા ઊઘાડી આપી છે ગુજરાતી ગદ્યમાં અસાધારણ બળ ગૌરવ, અર્થ-ગાંભીર્ય અને રચનાની ખૂબી દાખલ કરી છે. અને ધાર્મિક અને સાંસારિક સુધારાની બાબતમાં ઘણા આત્માંઓને મુંઝવણમાંથી તાર્યા છે."

"શૈલી પણ અપૂર્વ ઉદ્દાત્ત અને ઓપવાળી છે." પત્રકાર તરીકેના એમના લેખો વિશે કહે છે : "એમણે અર્થઘન સ્વમુદ્રાંકિત વાક્ય-વિન્યાસથી ઝળકતા અનેક સમર્થ લેખો લખ્યા છે."

"કાવ્યના અવલોકનકાર તરીકે રા. મણિલાલનું સ્થાન જરા સૂક્ષ્મતાથી નક્કી કરવાનું છે.

"ખરા અંતઃકરણથી આપણા અદ્વૈતવાદનો ઝંડો ઊપાડનાર આ વિદ્વાન ક્વચિત્ ક્રિશ્ચિયાનિટિનો—પાશ્ચાત્ય વિચારનો જેમાં ઝાંખો ઝાંખો પણ આભાસ થતો લાગે એવા કાવ્યમાં આસ્વાદ ન લઈ શકે એ સ્વાભાવિક છે."

થયા પછીના જ વર્ષમાં " માલતીમાધવ " અને "ઉત્તરરામચરિત"ના અનુવાદો મણિલાલે પ્રકટ કર્યા. આમાંનાં કાવ્યો અનુવાદરૂપ હોવા છતાં મણિલાલની કાવ્યપ્રવૃત્તિમાં સ્થાન પામવાને યોગ્ય છે. "કાન્તા" નામે નાટક મુંબાઈની નોકરી દરમ્યાન રચાયું હતું. "અભેદોર્મિ"નાં કાવ્યો ભાવનગરના નિવાસ દરમ્યાન લખાયાં લાગે છે. મણિલાલ સ્વભાવે અને બંધારણે કવિ કરતાં વિચારક અને ચિંતક વધારે હતા, એટલે એમની સાહિત્યસેવામાં ગુજરાતી ગદ્યના એક સમર્થ સંર્જક તરીકે જે સ્થાન એમને મળે છે તે ગુજરાતી કવિતાના વિકાસમાં કવિ તરીકે તેમને આપી શકાય તેમ નથી. એમના સમકાલીનોમાં બાલાશંકર સ્વભાવે જ કવિ હતા અને કવિ તરીકેની તેમની કૃતિઓનો ફાળો ગુજરાતી કવિતાના વિકાસમાં એક વિશિષ્ટ સ્થાન પામે છે એમ શ્રી. સુન્દરમ્ "અર્વાચીન કવિતા"માં જણાવે છે તે યથાર્થ છે.

કવિ તરીકે મણિલાલનું સર્જન એમના ગદ્ય જેટલું વિપુલ નથી. એમનાં મુખ્ય કાવ્યોમાં પુસ્તકરૂપે "અભેદોર્મિ" અને "કાન્તા" નાટકનાં કાવ્યો ગણી શકાય. અભેદોર્મિમાં બધાં મળીને ૩૯ કાવ્યો છે, પરંતુ અનુવાદો સહિતનું તેમનું સમગ્ર કાવ્યસર્જન આજના ઊગતા કવિના કાવ્યસર્જન કરતાં પણ ઓછું વિપુલ જણાશે વળી, મણિલાલના કાવ્યસર્જનની પશ્ચાદ્ભૂમિ વેદાન્તદર્શનથી મર્યાદિત હતી–કહો કે એમણે પોતાની કાવ્યસર્જકતાને એ મર્યાદા સ્વીકારવાની ફરજ પાડી હતી–એટલે જીવનસમગ્રનું કલારસયુક્ત જે દર્શન, જીવનની અનુભૂતિની વિવિધતાનું સમભાવપૂર્વક સંવેદન તથા કલારૂપમાં એને વ્યક્ત કરવામાં, અને સર્જવામાં જે તાટસ્થ્ય અને વિશદતા જોઈએ તે એમનાં કાવ્યમાં પૂરતા પ્રમાણમાં જણાતાં નથી. "અભેદોર્મિ"માં કાવ્યો ઉપર જે ભાષ્ય એમણે રચ્યું છે એને ગંભીર વિવેચના તરીકે આપણે કાવ્યચર્ચામાં ભાગ્યે જ સ્થાન આપી શકીએ, કારણ કે સૌંદર્યતત્ત્વનું નિરૂપણ કરે અને કલાસર્જનના આયોજનને સ્પષ્ટ કરે એવી વિવેચના જ કર્તા પોતાની કૃતિ સાથે ઉમેરી શકે.

# ૧૮. મણિલાલની કવિતા

આત્મનિમજ્જન

આ ભેદાભિ'(ઈ. સ. ૧૮૯૫)માં મણિલાલે નીચે પ્રમાણે પોતાની કાવ્યપ્રવૃત્તિના ઉદ્દેશનો ઉલ્લેખ કર્યો છે: "સર્વને સરખો અનુભવ થતો નથી, પરંતુ સર્વને ખરું જ્ઞાન તો એક જ થાય છે પણ એક જ માર્ગે થતું નથી. આવા કોઈ ઉદ્દેશથી જ અધિકારનાં સ્વરૂપ બંધાય છે. મારા વિચાર જેવા જેને વિચાર થયા હોય છતાં સંશય હોય તેને આ ઉદ્ગાર સામે આવે એમ જાણી બ્હાર આણ્યા છે, આમાં મારો પ્રયાસ કોઈ ગ્રંથ રચવાનો કે ઉપદેશ કરવાનો નથી. x x x એટલે હું એમ કહું તો નવાઈ જેવું નહિ લાગે, કે એ પદ્યો પાંચ સાત વર્ષમાં બનેલાં છે. મારા બીજા ટર્મમાંથી મળેલા અવકાશમાં વર્ષ છ માસમાં થયેલા કોઈ ઉગ્ર હૃદયરોધક અનુભવોના પરિણામરૂપ એકાદ પદ્ય બનાવી રાખવામાં આવતું. x x x આવા જ કોઈ પ્રસંગનું 'પ્રેમજીવન' એ ફળ છે, બાકી ધારીને રચેલો ગ્રંથ નથી. એટલે વાંચનાર ગુણદોષ ઉદાર બુદ્ધિથી વિચારી લેશે."

મણિલાલની કાવ્યપ્રવૃત્તિનો આરંભ બહુ જ નાની ઉમરે બાલાશંકરની પ્રેરણાથી પોતાના સરખા વિદ્યાર્થીઓની મંડળીમાં થયો હતો. "શિક્ષાશતક" નામની રચના મણિલાલે ઘણુંખરું ૧૬ વર્ષની ઉમરે કરી હતી, જે પ્રકટ થઈ ત્યારે સમાન વયના મિત્ર બાલાશંકરને અર્પણ કરવામાં આવી હતી. "પ્રેમજીવન"નાં ૧૧ કાવ્યો ઘણુંખરું ૧૮ વર્ષની ઉમરે લખાઈને પ્રકટ થયાં હતાં. બી. એ. પસાર

બુદ્ધિ અને હૃદય એ બેનો સરખો ઉત્કર્ષ તથા એ બેની સરખી કૃતાર્થતા આવશ્યક છે એ વિશે મતભેદ નથી, પરંતુ અદ્વૈત વેદાન્તની દૃષ્ટિએ એ બેનો સમન્વય ઘટાવવો મુશ્કેલ છે. જો બ્રહ્મ જ કેવળ સત્ય છે અને જગત માયા છે, મિથ્યા છે તો પ્રેમનો અનુભવ શક્ય લાગતો નથી. પ્રેમને માટે પ્રેમ કરનાર અને પ્રેમપાત્ર એ બેની વાસ્તવિકતા હોવી આવશ્યક છે. આમ પ્રેમમા દ્વૈતની વાસ્તવિકતાનો સ્વીકાર અપરિહાર્ય બને છે. ઉપનિષદમાં પુત્રને ખાતર પુત્ર પ્રિય નથી, પરંતુ આત્માને ખાતર પુત્ર પ્રિય છે, એમ જે કહ્યું છે એમાં પુત્રના પ્રેમને ખાતર પુત્ર પ્રિય છે એમ કહેવામાં આવ્યું નથી, કારણ કે એક જ આત્માનો પોતાનો સાક્ષાત્કાર પ્રેમ કેવી રીતે પ્રગટાવે? પોતાની જાતને અન્યમાં, કે અન્યરૂપ ભાસતું હોય તેમાં, જોવી અનુભવવી એને પ્રેમ કહેવાય છે. સર્વત્ર એક જ આત્માનું દર્શન થતાં આનંદનો અનુભવ શક્ય છે, પરંતુ પ્રેમને માટે તો વાસ્તવિક સત્તાની અપેક્ષા રહે છે. એટલે કાં તો જગતને, જે કેવલાદ્વૈતની દૃષ્ટિએ માયા છે તેને, વાસ્તવિક તરીકે સ્વીકારવું પ્રાપ્ત થાય છે, અથવા તો અભેદાનુભવમા પ્રેમની અનુભૂતિને સ્થાન નથી એમ સ્વીકારવું જોઈએ. મણિલાલ એમની કવિતામાં "કર્યો સંસારભર સૂનો" એમ લખે છે તે એ કાવ્ય તરીકે બરાબર છે, પરંતુ વેદાન્તની દૃષ્ટિએ સંસાર છે જ કયા?

પરંતુ અદ્વૈત વેદાન્ત અને સૂફીમાર્ગનો આ ખીચડો બાદ કરતાં મણિલાલની કવિતા સુવાચ્ય છે અને બાલાશંકર અને કલાપીની પેઠે ગઝલનો તેમણે કરેલો પ્રયોગ ગુજરાતી કવિતામાં સફળ નીવડ્યો છે નથુરામ સુંદરજીએ અન્યોક્તિ દ્વારા ગુજરાતી કવિઓની સમાલોચના કરી હતી તે કાવ્યમાધુર્યમાં છપાયેલી છે, તેમાં મણિલાલની કાવ્યવાણીને "વિલોકી શું વૃદ્ધા?" "ઘડી માંહી રાગી ઘડી મહીં વિરાગી" કહી છે, એમાં પણ પ્રેમના ઉત્કટ ઉદ્‌ગારો અને વેદાન્ત દર્શનશાસ્ત્રનાં વિધાનો એ બેનું મિશ્રણ છે તેનો

અહીં તો સ્પષ્ટ જણાય છે કે કેવલાદ્વૈત વેદાન્ત અને આશકમાશૂક-ની આવશ્યકતાવાળો સૂફીવાદ એ બે સહેલાઈથી ન મળી શકે એવા સિદ્ધાંતો વચ્ચે મેળ મેળવવાનો મણિલાલે ભારે પ્રયાસ કર્યો છે. પ્રયાસ સહૃદય છે, પણ સફળ છે કે કેમ એ પ્રશ્ન છે. જે શબ્દોમાં મણિ-લાલ સર્વવ્યાપી પ્રેમતત્ત્વનું વર્ણન કરે છે, તે શબ્દો કોઈ પણ કૃષ્ણ-ભક્ત વૈષ્ણવના મુખમાં કેટલા સ્વાભાવિક લાગે એવા છે! અને ખૂબી તો એ છે કે જીવનમાં કોઈ પરમ પ્રેમસ્થાન માટે તલસતા મણિલાલને પોતાની દલીલમાં વિસંવાદ દેખાયો પણ લાગતો નથી!

એમની દલીલ વિચારીએ: "બ્રહ્મને પ્રેમ અથવા અભેદરૂપ કહેવામાં ત્રણ પ્રયોજન છે: ૧. જ્ઞાન અને ભક્તિનું ઐક્ય કરે એવી ભાવના આપવી. ૨. જનસ્વભાવમાં સિદ્ધ એવી ચારિત્ર્યભાવનાનો ઉત્કર્ષ સર્વત્ર સ્વરૂપનું સંધાન થવામાં છે એ જણાવવું ૩. ત્યાગનો અભાવ-રૂપ અર્થ છે તેને સ્થાને ભાવરૂપ અર્થ આપી જીવનની અને વ્યવ-હારની સાર્થકતા કરી આપતા પ્રવૃત્તિમાર્ગને સ્થિર કરવો. શરીર, મન, ચારિત્ર્ય, ધર્મ, દેશ કે રાજ્ય સર્વેની ઉન્નતિ વેદાન્તભાવનાનાં ગૂઢ તત્ત્વોનો અનુભવ થવામાં જ રહેલી છે, એમ મારું માનવું છે અને પ્રાચીન આર્યાવર્તની ભવ્ય મહત્તા એ વેદાન્તભાવનાના આશ્રયથી ઉદ્ભવેલી છે, એવી ઇતિહાસની સાક્ષી છે. જ્ઞાન એ શબ્દને વળગીને પણ પંડિતોએ બ્રહ્મને નીરસ બનાવવામાં ન્યૂનતા રાખી નથી. જ્ઞાન એટલે 'જાણવાપણું માત્ર' એટલો જ અર્થ અનુચિત છે. અપરિ-ચ્છિન્ન પ્રેમ તથા અપરિચ્છિન્ન જ્ઞાન ઉભયે એક જ છે. જ્ઞાન માત્ર પ્રેમ છે એવો અનુભવ થઈ શકે છે."

"વિચારો કે ત્યાગ કે અભાવ, આનો અભાવ, તેનો અભાવ, એમ અભાવને સાધતે સાધતે છેવટે તમે બ્રહ્મના પણ અભાવમાં જઈ પડશો અને શૂન્યવાદ ઉપસ્થિત થતાં અટકશે તોપણ એવી શુષ્ક જ્ઞાનમયતાવાળા બ્રહ્મમાં તમને નિર્વેદ ઉદાસીનતા અને ગ્લાનિ વિના બીજું ઉપાસ્ય પ્રાપ્ત થશે નહિ."

પંખી પેઠે ઊડી જતી રાત્રિ અને જનોને પોતાની પાંખમાં રાખતી નિદ્રા સુંદર ઉદાત્ત ચિત્ર રજૂ કરે છે :

અહીં સુષુપ્ત જનસમાજ રાત્રિ, પ્રશાંતિ, નિદ્રા અને આનંદસુરો વગેરેનું વર્ણન સમગ્ર રીતે રાત્રિની કોઈ સુંદર અસર મૂકી જાય છે. તે જ પ્રમાણે બે હરિગીતો પણ ધ્યાન ખેંચે તેવાં છે :

"મંદમંદ સમીર વ્હે તરુકુંજમાં બહુ મ્હાલતો,
ગિરિગહ્‌વરે અથડાઈ મીઠા રાગ મૃદુ આલાપતો,
લ્હેર જળમાં ચાલતી વાંકીચૂંકી લચકાઈને,
એકાગ્રતાથી મળી મળી તટ પર પડે મીઠે રવે."
"તાલ દે તે ગાનને તરુવર ઝૂકે બહુ ઝુંડમાં,
દે માન ને શુભ ગાનને વળી ધવલ પુષ્પ વધાવતાં,
વ્યોમ તરૂતટ વિશ્વ સઘળું નાચતું પ્રતિબિંબમાં,
ઊંચા સૂણે ગિરિવર રહ્યા બધું ગાન ગંભીરતાઈમાં"

અર્વાચીન કવિતામાં નરસિંહરાવ કરતાં અને કેટલેક અંશે કવિ નાનાલાલના "ઉન્નત ભાવોને સ્પર્શવાના વાચિક પ્રયત્નો" કરતાં મણિલાલનાં કેટલાંક કાવ્યો ભાવ ધ્વનિ અને વ્યંજનાથી પૂર્ણ હોઈ વધારે સફળ થયાં છે અને કલાનું પણ તેટલું જ સુંદર સ્વરૂપ પામી શક્યાં છે. કાવ્યના બાહ્ય સ્વરૂપની દૃષ્ટિએ જોતાં મણિલાલના જમાનાએ જે ફાળો આપ્યો છે તેમાં લાવણી કટાવ અને ગઝલના પ્રયોગો ગણાવી શકાય. એ પ્રત્યેકમાં મણિલાલનો પોતાનો અંગત ફાળો પણ હતો. ગઝલના બંધારણમાં થયેલી ક્ષતિઓએ એની તાજગીને કે કાવ્યરસને અસર કરી જણાતી નથી.

"અહા હું એકલો દુનિયા બિયાબામાં સૂતો ભટકું,
રઝળતો ઇશ્કને રસ્તે અહિંતહિં આંધળો અટકું."

એમાં, અથવા તો,

"કંઈ લાખો નિરાશામાં અમર આશા છુપાઈ છે,
ખફા ખંજર સનમતામાં રહમ ઊંડી લપાઈ છે."

ઉલ્લેખ થયો છે.

મણિલાલ જેની ઉપાસનાનો આગ્રહ કરે છે તે ઉપાસ્ય બ્રહ્મ સ્વીકારવામાં આવે તો વેદાન્તમાં જેને સગુણ બ્રહ્મ કહેવામાં આવે છે તેની ઉપાસનાનો જ પ્રસંગ પ્રાપ્ત થાય. મણિલાલ પોતે નિરપેક્ષ બ્રહ્મની શ્રેષ્ઠતા પ્રતિપાદિત કરે છે અને "એટલા જ હેતુને અર્થે અન્યથા સિદ્ધ થવો કઠિન એવો જ તટસ્થેશ્વરવાદ છે તેનો આશ્રય કરવાની આવશ્યકતા રહેતી નથી." ( આ. નિ. ) પરંતુ એ દલીલમાં મણિલાલ ઈશ્વરની તટસ્થતાનો જે ઉલેખ કરે છે તે સપ્રમાણ નથી. ઈશ્વર સર્વવ્યાપી હોય તો તેને જગતથી તટસ્થ ગણવામાં ઊલટો વિરોધ આવે છે. આગળ આપણે જોઈ ગયા છીએ કે પ્રેમની અનુભૂતિ થવા માટે તેને બન્ને છેડે વ્યક્તિત્વની આવશ્યકતા છે અને જે દર્શનમાં એક જ આત્માના સર્વત્ર સાક્ષાત્કારને ઉચ્ચતમ ગણવામાં આવે તેમાં પ્રેમને સ્થાન હોઈ શકે નહિ.

'કાન્તા' નાટકમાં કેટલાંક કાવ્યો ઘણાં સારાં છે, જો કે કાવ્યનું બાહ્ય સ્વરૂપ આખું નાટક સંસ્કૃત નાટકની ભાવનાના અનુસરણરૂપે લખાયું હોવાને લઈને વૃત્તોમાં અને છંદોમાં ઢળાયેલું છે. આ નાટક કરુણાન્ત છે એ એની વિશેષતા ગણી શકાય. વીર, કરુણ, બીભત્સ વગેરે રસોવાળી કવિતા તથા વિરહ વગેરે દશાનાં વર્ણનોની કવિતા પ્રાચીન પ્રમાણભૂત સંસ્કૃત કૃતિઓનું અનુકરણ કરે છે. એટલે નવીનતા અને પ્રતિભા પ્રમાણમાં ઓછી લાગે છે, છતાં પ્રકૃતિના વર્ણનમાં મણિલાલ કોઈવાર અનિંદ્ય સુંદરતા પોતાની કાવ્યરચનામાં સર્જે છે. ઉદાહરણ તરીકે :

"અંધારું થયું પાતળું, નભ વિશે તારાદ્યુતિ નીતરી.
વીણા, તાલ મૃદંગ નાદ તરીને કાને પડે આ ઘડી;
રાત્રિ આ ઝણણાટ જેમ કરતી વેગે ઊડી જાય છે,
નિદ્રાની મીઠી પાંખમાં જન બધા જંપે પ્રશાંતિ વિશે."

એ પ્રજા નથી. તત્ત્વજ્ઞાનના શુષ્ક તર્કોનો માણસો આદર નહિ કરે, શાસ્ત્રના આડંબરના જિજ્ઞાસુઓ પ્રમાણ માટે કરે, પણ કાવ્યના રસને સર્વે નમશે. તે નમાવવાનું બળ કવિના પોતાના હૃદયનો જેટલે અંશે તેના કાવ્યમાં આવિર્ભાવ હશે તેટલે અંશ આવશે.

"તત્ત્વજ્ઞાન પણ એની સાહાય્ય લે છે અને જે તત્ત્વજ્ઞાનનો હું ઉપાસક છું તે તો બુદ્ધિવિલાસ કરતાં હૃદયરસનો સાર છે, વાદવિવાદની યુક્તિપ્રયુક્તિ કરતાં નિર્વિવાદ પ્રમાણ છે. × × × × આ પદ્યો લગભગ સાત આઠ વર્ષના ઇતિહાસરૂપ છે. એ ઇતિહાસ આત્મવિકાસના ક્રમનો ઇતિહાસ છે, આત્માનુભવનો ઇતિહાસ છે, એમ સમજનારને આ પદ્યોની સંયોજનામા અતુલ આનંદાનુભવનો સહજ પ્રસંગ છે, અભેદાનંદ સમુદ્રની જ આ બધી ઊર્મિ છે, આત્માના વ્યાપાર કહેવાતા હોય તો તે વ્યાપારનું અંશે અંશ પ્રતિબિંબ દર્શાવનાર, આત્મા માધુર્ય પ્રેમરસ આદિ હોય તો તેનું પ્રત્યક્ષ પાન કરાવનાર, આત્મા દિક્, કાલ કે વસ્તુ ત્રણે પરિચ્છેદથી રહિત હોય તો તે ત્રણમાંના દિક્ અને વસ્તુ બે પરિચ્છેદ રહિત હોઈ કાળ પરિચ્છેદ માત્રથી જ આત્મ-તુલ્યતા અનુભવાવનાર વિશ્વમાં ગાન સમાન કોઈ નથી જ નથી."

આ લાંબા અવતરણ ઉપરથી મણિલાલની કાવ્યભાવના ઉપર પૂરતો પ્રકાશ પડે છે. એમાં વિચારપ્રધાનતાના કરતાં "ઊર્મિ-વિક્ષોભ" જ વધારે આગળ પડતુ સ્થાન પામે છે અને એ રીતે "કોઈ ઉગ્ર હૃદયશોધ-અનુભવનાં પરિણામ" રૂપે કવિતા લખનાર મણિલાલ એમના પુરોગામીઓમાં "જોસ્સા"ને પ્રકટ કરવા મથનાર નર્મદની કાવ્યભાવનાની વધારે સમીપ હતા એમ કહેવું જોઈએ. અલબત્ત, મણિલાલની કાવ્યપ્રવૃત્તિમાં ઉચ્ચ સાહિત્યસેવનને પરિણામે નર્મદ કરતાં વધારે સંસ્કારિતા અને રૂપનુ સૌષ્ઠવ આવેલાં જણાશે. સમકાલીન બાલાશંકરમાં અને અનુગામી કલાપીમાં પણ એ જ ઉગ્ર ઊર્મિપ્રધાનતા-કલાપીમાં કાંઈક અંશે ઊર્મિલતા પણ-જણાય છે. આમ મ. ન. દ્વિ.ને અર્વાચીન ગુજરાતી કવિતામાં ઊર્મિપ્રધાન શિષ્ટ પ્રકારની કાવ્યરચનાના સર્જક કહી શકાય. અલબત્ત, સર્વાનુમતે

એ લીટીઓમાં ભાવનિરૂપણ કવિના વ્યક્તિઅનુભવની સીમા-માંથી નીકળીને કોઈ એવી સર્વાનુભવની વાસ્તવિકતામાં સરે છે કે એ ભાવને વ્યક્ત કરનાર શબ્દસમૂહ અને છંદની ગતિ પણ શાશ્વત સૌંદર્યની પરમ વાસ્તવિકતાને પ્રાપ્ત કરે છે.

મણિલાલ "વિચારપ્રધાન કવિતાના આદ્ય પુરસ્કર્તા" કેટલે સુધી છે એ મુદ્દો વિચારણીય છે. મારો નમ્ર અભિપ્રાય એવો છે કે મણિલાલ સભાનપણે વિચારપ્રધાન કવિતાના ઉપાસક કે પુરસ્કર્તા ન હતા. એનું સૌથી સબળ કારણ એ છે કે જો કે મણિલાલ પોતે વિચારક હતા તોપણ વિચારોને પ્રકટ કરવાનું તેમનું સમર્થ સાધન ગદ્ય હતું, કવિતા નહિ. વળી, કવિતાના એમના આદર્શમાં વિચાર-પ્રધાનતાને બદલે ભાવપ્રધાનતા જ વધારે આગળ હતી. "અભેદોર્મિ"ની પ્રસ્તાવનામાં એમણે કવિતાનો પોતાનો આદર્શ કાંઈક અંશે રજૂ કર્યો છે તે આગળ આપેલા અવતરણ પરથી સ્પષ્ટ થાય છે: વધારામાં "ઊર્મિવિક્ષોભના અજ્ઞાનવત્ ક્લેશને સમયે સ્પષ્ટ અનુભવ થતાં સુપરિશુદ્ધ જ્ઞાન માત્ર જ આનંદ છે એવો અનુભવ સહેજે મળે છે અને આવાં ઊર્મિવિક્ષોભજન્ય કાવ્યો એ જ પ્રકારે સાર્થ અને સફળ હોઈ ભવ્ય ચમત્કારનાં સૂચક થાય છે પ્રત્યેક મનુષ્ય કવિ છે, પણ આત્માનંદમાં વિવર્તનું ગ્રહણ કરી કહી બતાવવાનું કામ સર્વેથી થતુ નથી.

"કાવ્યકવિતા એ જ આપણા સ્થૂળમાં સ્થૂળ ભાવોનો સૂક્ષ્મમાં સૂક્ષ્મ રસ છે આપણી વૃત્તિનું વિશોધન કરનાર અગ્નિ છે, આપણા ભાવને ઉત્તમતાએ ઉડાડનાર પાંખ છે, ભૂત અને ભવિષ્ય વર્તમાનમાં આણી મૂકનાર અંજન છે. કાવ્યરસના અવર્ણ્ય ઉદ્ગાર, આત્મા સ્વરૂપાનુ-સંધાનને ક્રમે ચાલ્યો જાય છે તેના ક્રમના જ ઉદ્ગાર છે. આત્માનુભવ એ જ એક કવિ છે. આત્માનુભવ દ્વારા જ હૃદયરસરાજ કવિઓનું કવિત્વ છે, એ રસમાં કવિ માત્ર સમાન છે, કવિ માત્ર એક છે. જે કાવ્યમાં આત્માનુભવ નથી એ કાવ્યમાં હૃદયરસ નથી, તે જગન્માન્ય મહાકવિના પ્રસાદથી થયેલું કાવ્ય નથી, કવિઓના એક સામ્રાજ્યની

તર્કપ્રમાણિત અદ્વૈત વેદાંતથી કેટલી દૂર છે તે આપણે જોઈ શકીએ છીએ.

મણિલાલે વિચારપ્રધાન કવિતા બુદ્ધિપૂર્વક પુરસ્કારી ન હતી એમ આપણે આગળ વિધાન કરેલું છે, એમાં અહીં ઉમેરી શકાય કે બુદ્ધિપૂર્વક નહિ પણ અજાણ્યે, એક પ્રકારના સહજાવબોધથી કે સ્વાભાવિક સૂઝથી મણિલાલ વિચારપ્રધાન સંભારને પોતાની કવિતાનો વિષય બનાવે છે. આ રીતે "અર્વાચીન કવિતા"ના પુસ્તકમાં શ્રી. સુંદરમ્ જે વિધાન કરે છે તેની સાથે હું સંમત છું. "અંગ્રેજીના સંપર્કથી ગુજરાતી કવિતાની શૈલીમાં જે મોટું ક્રાંતિકારક તત્ત્વ આવ્યું તે છે વસ્તુને મનનક્ષમ, ચિંતનરંસિત, વિચારપૂર્ણ રીતે નવી જ અર્થપ્રૌઢિ અને અપૂર્વ રચનાછટાથી વ્યક્ત કરવાની કાવ્યરીતિ આ તત્ત્વની જરૂર બળવંતરાય ઠાકોરથી વિશેષરૂપે પ્રકટ થવા લાગી, પણ તેનો પ્રારંભ ગાવ્યરૂપે મણિલાલથી શરૂ થઈ ચૂકયો છે. વળી મણિલાલનાં આ રીતનાં કાવ્યોની શૈલી પણ બળવંતરાયની શૈલીની પુરોગામિની જેવી છે. કેટલીક પંક્તિઓ તો જાણે બળવંતરાયની પંક્તિઓનું સ્મરણ કરાવે છે. વળી જે પૃથ્વીછંદ નવી વિચારપ્રધાન કવિતામાં Blank Verseની નજીકમાં નજીક આવતા પદ્ય તરીકે બળવંતરાયથી પુરસ્કારાવા લાગ્યો તે છંદ મણિલાલે પણ એ જ સામર્થ્ય અને પ્રૌઢિથી વાપર્યો છેઃ—

અહા ! હૃદયગાન ! શૂન્ય સૂર આ હવે કયાં વહે,
અમાપ તુજ માપ આપ થકી આપતું તું લહે,
અનંત તુજ દૃષ્ટિમાં સકલ સૃષ્ટિ શબ્દે રહી.
પ્રશાંત પરમાર્થબોધમયતા પ્રકાશી રહી !"

મણિલાલ ગેય કવિતાના ઉપાસક હતા. એમને કવિતા માટે સંગીત આવશ્યક લાગે છે. આ વિચારમાં કવિતાને સંગીતથી સ્વતંત્ર કળા તરીકે જોનારા આધુનિક વિવેચકો અને સર્જકોથી એ જુદા પડે છે.

સ્વીકારાયેલી 'કાન્ત'ની શ્રેષ્ઠ સુંદરતા એમનાં ઊર્મિકાવ્યોને કે ગીતોને વરી નથી.

"પ્રેમની ઝલક છાઈ રે"
ગગને આજ, પ્રેમની ઝલક છાઈ રે"

એ કાવ્યમાં સર્વવ્યાપી અદ્વૈત તત્ત્વનો ભાવ, તેનું દર્શન વ્યક્ત થાય છે. આ કાવ્યનો ભાવ મણિલાલના 'અભેદ'-દર્શનમાંથી આવે છે એમ પણ એકવાર આપણને લાગે; પરંતુ કાવ્યસમસ્તનો આસ્વાદ લેતાં આપણને જણાય છે કે જેમ એક બાજૂ વિશ્વમાં વ્યાપેલ અદ્વૈતવસ્તુમાંથી કાવ્યની પ્રેરણા આવેલી જણાય છે તેમ બીજી બાજૂ મણિલાલના જીવનમાં સતત જાગ્રત રહેલી પ્રેમની ઝંખનામાંથી પણ એ કાવ્ય પ્રગટે છે.

આ કાવ્ય તત્ત્વપ્રધાન વસ્તુવાળી કવિતાનું એક સુંદર ઉદાહરણ થઈ શકે તેવું છે. કવિતાનો વિષય તત્ત્વજ્ઞાન, ચિંતન, મીમાંસા હોઈ શકે કે કેમ એનો વ્યવહારુ ઉત્તર પણ આ કાવ્ય આપે છે. કવિતામાંથી તત્ત્વજ્ઞાન કે વિચાર બાતલ રાખવાં આવશ્યક નથી, પણ જે તત્ત્વ કે વસ્તુ રજૂ થાય તે બુદ્ધિએ દોરેલો માનસિક નકશો, કે વાસ્તવિકતાની દલીલો, કે શુષ્ક વિચારણાનો પ્રયત્ન હોવો જોઈએ નહિ. એ કાર્ય સાધવાનું સ્થાન કવિતા નથી. એ તત્ત્વ કાવ્યનો વિષય બનવા માટે જીવંત અનુભૂતિરૂપ બની જવો જોઈએ. ભલે સમગ્ર ચેતનાને તે વ્યાપી રહે નહિ, ભલે સ્થાયી અનુભૂતિ તરીકે ચેતનામાં જાગ્રત રહે નહિ, પણ ચેતનાના કોઈ તલ પર એ જીવંત અનુભૂતિ બનવી જોઈએ. અને પછી એના પ્રકટીકરણમાં રસાન્વિત થઈને એણે સૌંદર્યનું રૂપ ધારણ કરવું જોઈએ. "પ્રેમની ઝલક છાઈ રે, ગગને આજ" એમાં સર્વવ્યાપી પ્રેમતત્ત્વની 'ઝલક' કર્તાને દેખાય છે. એમાં દલીલ, વિધાન કે વિચારમાત્ર નથી, એક પ્રકારનું દર્શન છે, અનુભૂતિ છે, વિશ્વવ્યાપી કોઈ પ્રેમસભર તત્ત્વની,–જીવનના સર્વ વિરોધોને મિટાવી દઈને સર્વત્ર સંવાદ સ્થાપન કરનાર કોઈ તત્ત્વની ઝાંખી કર્તાને થાય છે. આ વસ્તુ

વધારે સ્પષ્ટ થશે. "આંખ ભરે શું થાય રસીલી, આંખ ભરે શું થાય" એ— લીટી મણિલાલે અદ્વૈતદર્શનની વિવેચનામાં કેવી રીતે ઘટાવી છે તે હું જાણતો નથી, પરંતુ એ કાવ્યસર્જનનો પ્રસંગ જીવનમાં બનેલી કોઈ ઘટનામાં હતો એટલું તો નિશ્ચયપૂર્વક કહી શકાય તેમ છે.

જે કવિઓની પ્રેરણા જીવનમાંથી પ્રાપ્ત થયેલ અનુભૂતિમાં રહેલી હોય છે તેમની બાબતમા ઘણીવાર એક મુસ્કેલી એ નડે છે કે પોતાની વ્યક્તિગત અનુભૂતિ—એની તીવ્રતા, તેની ઘનતા, તેનું પોતે કરેલું મૂલ્યાંકન વગેરે, કલાની દૃષ્ટિએ ગૌણ રહેવું જોઈએ તેને બદલે એ તત્ત્વો આગળ પડતાં થઈ જાય છે. પોતાની અનુભૂતિમાં રહેલ કેવળ અંગત અને ક્ષર તત્ત્વોને વટાવી જવાની કે પોતાની અનુભૂતિને તેના અતિ અંગત સ્વરૂપમાંથી મુક્ત કરી તેને સ્વતંત્ર કલાસ્વરૂપ આપવાની ધીરજ એવા સર્જકોમાં ઓછી હોય છે. તેઓ ભૂલથી એમ માની બેસે છે કે પોતાના અંગત અનુભવની સચ્ચાઈ અને તીવ્રતા પોતાના કલાસ્વરૂપને ઉત્તમોત્તમ સૌંદર્ય પણ આપવા માટે પૂરતાં છે. પરંતુ જેમ એક બાજુ કલાસર્જન માટે તાદાત્મ્ય આવશ્યક છે. તેમ તેટલું જ—અથવા તેથી પણ વધારે—તાટસ્થ્ય આવશ્યક છે, એ તાટસ્થ્ય એટલે પોતાની અંગત અનુભૂતિને પોતાની વ્યક્તિતાથી સ્વતંત્ર થઈને તટસ્થ પેઠે જોવાની અને તેનું સૌંદર્ય અનુભવવાની અને સૂજવાની શક્તિ. "મનુજહૃદયને બાહ્ય સૃષ્ટિ કરતાં પ્રાધાન્ય આપવામાં" અને પોતાના "જીવનના પરમહેતુને આગળ રાખવામાં." મણિલાલની કવિતાની વિશિષ્ટતા રહેલી છે. "જીવનવિકાસ સાથે ઘનિષ્ઠ સંબંધ ધરાવનાર "કવિતા અને આત્મવિકાસના ક્રમાં ઇતિહાસરૂપ કવિતા" કવિમાનસનું હૂબહૂ પ્રતિબિંબ રજૂ કરે, પરંતુ કલારૂપે સર્વોપરિ નીવડે એ આવશ્યક નથી. એનો નમૂનો પણ મણિલાલની આવી કવિતા પૂરો પાડે છે.

મણિલાલે પોતાની કવિતાના મોટા ભાગને અદ્વૈતદર્શનનો આવિર્ભાવરૂપે કેવી રીતે ઘટાવ્યો છે એ કવિમાનસના અભ્યાસીને માટે એક ઉપયોગી વિષય છે. એટલું તો નિર્વિવાદ કહી શકાય કે કાવ્યકલા એ સહાજાવબોધપ્રેરિત પ્રેરણાની ગતિની પ્રવૃત્તિ હોય છે તેમાં કવિનાં પોતાનાં બૌદ્ધિક મન્તવ્યો, માન્યતાઓ અને અભિપ્રાયો, માનસિક પૂર્વગ્રહો અને પસંદગીઓ ભાગ્યે જ યોગ્ય ધોરણ પૂરું પાડે છે. મણિલાલની બાબતમાં ખાસ કરીને આ વાતનું ઉદાહરણ જોવા મળે છે. પૃથક્કરણ ન થઈ શકે એવા અનુભવના રસાયણમાંથી પ્રગટેલ કલાસર્જનને જ્યારે સર્જક કોઈ વાદને વરેલી પોતાની બુદ્ધિ વડે પાછળથી જુએ છે અને સમજવાનો કે તેને પોતાના બીબામાં ઘટાવવાનો પ્રયત્ન કરે છે ત્યારે વિષદતાને બદલે એક પ્રકારની કૃત્રિમતા કાવ્યના અર્થઘટનમાં લાવવાનો તે પ્રયત્ન કરે છે. આથી કૃતિનાં કલાસ્વરૂપને લાભને બદલે ઊલટી હાનિ થાય છે. ઉદાહરણ તરીકે:—“ દગ રસભર મોરે દિલ છાઈ રહી, છાઈ રહી છલકાઈ રહી ” એ સુંદર કાવ્યગાનમાં વિશ્વવ્યાપી મોહિની માયાનું સ્વરૂપ નિરૂપાયું છે એમ કહેવાનો જે દુઃસાધ્ય પ્રયત્ન મણિલાલ કરે છે તેથી એ કવિતાના રસાસ્વાદમાં ક્ષતિ આવે છે, કારણ કે મણિલાલના જીવનને જે જાણે છે તે તો લગભગ ખાત્રીપૂર્વક સમજી શકશે કે એક વિશ્વવ્યાપી મોહિની માયા મણિલાલે સીધેસીધી અનુભવી નથી, પરંતુ કોઈ પ્રેમપાત્રની દૃષ્ટિની જાદુઈ અસરનું એમાં સુંદરતાપૂર્વક નિરૂપણ થયેલું છે. અને એમની કાવ્યપ્રવૃત્તિની પ્રેરણાનું આરંભબિંદુ એવી કોઈ પ્રેમદૃષ્ટિ થઈ હોય તો આશ્ચર્ય નથી. પછીથી પોતાના ઉપર થયેલ એ જાદુઈ અસર માયાની મોહની છે એમ ચિંતક મણિલાલને લાગ્યું હોય તો એ હૃદયક્ષોભનું સીધું કારણ ન હોવાને લીધે સીધેસીધો અનુભવનો વિષય બની ન હતી. એટલે આત્માનુભવ હોવાનો દાવો મણિલાલની વિવેચના એ કાવ્ય માટે કરે તો તે યથાર્થ ગણાય નહિ. એક બીજું ઉદાહરણ લેવાથી આ મુદ્દો

ત્યારે સ્પષ્ટ થશે. "આંખ ભરે શું થાય રસીલી, આંખ ભરે શું થાય" એ લીટી મણિલાલે અદ્વૈતદર્શનની વિવેચનામાં કેવી રીતે ઘટાવી છે તે હું જાણતો નથી, પરંતુ એ કાવ્યસર્જનનો પ્રસંગ જીવનમાં બનેલી કોઈ ઘટનામાં હતો એટલું તો નિશ્ચયપૂર્વક કહી શકાય તેમ છે.

જે કવિઓની પ્રેરણા જીવનમાંથી પ્રાપ્ત થયેલ અનુભૂતિમાં રહેલી હોય છે તેમની બાબતમાં ઘણીવાર એક મુશ્કેલી એ નડે છે કે પોતાની વ્યક્તિગત અનુભૂતિ–એની તીવ્રતા, તેની ઘનતા, તેનું પોતે કરેલું મૂલ્યાંકન વગેરે, કલાની દૃષ્ટિએ ગૌણ રહેવું જોઈએ તેને બદલે એ તત્ત્વો આગળ પડતાં થઈ જાય છે. પોતાની અનુભૂતિમાં રહેલ કેવળ અંગત અને ક્ષર તત્ત્વોને વટાવી જવાની કે પોતાની અનુભૂતિને તેના અતિ અંગત સ્વરૂપમાંથી મુક્ત કરી તેને સ્વતંત્ર કલાસ્વરૂપ આપવાની ધીરજ એવા સર્જકોમાં ઓછી હોય છે. તેઓ ભૂલથી એમ માની બેસે છે કે પોતાના અંગત અનુભવની સચ્ચાઈ અને તીવ્રતા પોતાના કલાસ્વરૂપને ઉત્તમોત્તમ સૌંદર્ય પણ આપવા માટે પૂરતાં છે. પરંતુ જેમ એક બાજૂ કલાસર્જન માટે તાદાત્મ્ય આવશ્યક છે. તેમ તેટલું જ—અથવા તેથી પણ વધારે–તાટસ્થ્ય આવશ્યક છે, એ તાટસ્થ્ય એટલે પોતાની અંગત અનુભૂતિને પોતાની વ્યક્તિતાથી સ્વતંત્ર થઈને તટસ્થ પેઠે જોવાની અને તેનું સૌંદર્ય અનુભવવાની અને સૃજવાની શક્તિ. "મનુજહૃદયને બાહ્ય સૃષ્ટિ કરતાં પ્રાધાન્ય આપવામાં" અને પોતાના "જીવનના પરમહેતુને આગળ રાખવામાં." મણિલાલની કવિતાની વિશિષ્ટતા રહેલી છે. "જીવનવિકાસ સાથે ઘનિષ્ઠ સંબંધ ધરાવનાર "કવિતા અને આત્મવિકાસના ક્રમમાં ઇતિહાસરૂપ કવિતા" કવિમાનસનું દૃઢ પ્રતિબિંબ રજૂ કરે, પરંતુ કલારૂપે સર્વોપરિ નીવડે એ આવશ્યક નથી. એનો નમૂનો પણ મણિલાલની આવી કવિતા પૂરો પાડે છે.

ઉપર જે મુદ્દો અદ્વૈતવાદ વિશે નોંધ્યો એને "અર્વાચીન કાવ્યસાહિત્યનાં વહેણ" (પાનું ૨૦૧)માં નીચે પ્રમાણે ટેકો મળે છે: "પ્રેરણા ઐહિક પ્રેમની હોય, કાવ્યની કેટલીક પંક્તિઓ એ જ પ્રેરણાની અને એ જ પ્રકટીકરણની લખાઈ હોય, અને પછી તેમાં બ્રહ્મ અને માયાનો સંબંધ કે યોગના અગમ્ય અનુભવોનો અર્થ બેસાડવો અથવા એવો અર્થ થાય એવી રીતે કાવ્યને આગળ ચલાવવું એમાં ખરી હાનિ કાવ્યને અને કવિને જ છે."

# પરિશિષ્ટ ૧ લું
## મણિલાલની કૃતિઓ
### સ્વતંત્ર અને અનુદિત

| | | |
|---|---|---|
| શિક્ષાશતક (કાવ્ય) | | ઈ. સ. ૧૮૭૬ |
| માલતીમાધવ (નાટક, ભાષાંતર) | પ્રકટ | ૧૮૮૦ |
| ઉત્તરરામચરિત ( ,, ) | | ૧૮૮૨ |
| કાન્તા (નાટક) | | ૧૮૮૨ |
| પૂર્વદર્શન (ઈ. સ. ૧૭૬૧ સુધીનો ઇતિહાસ) | પૂરું થયું ૧૮૮૫ કે | ૧૮૮૬ |
| નારીપ્રતિષ્ઠા (નિબંધ) | છપાયું ૧૮૮૬ | ૧૮૮૫ |
| પ્રેમજીવન (૧૧ કાવ્યો) | | ૧૮૮૭ |
| સિદ્ધાંતસાર (મીમાંસાનો સ્વતંત્ર ગ્રંથ) | | ૧૮૮૯ |
| બુદ્ધિસાગર | | ૧૮૯૧ |
| ગોરક્ષશતક (અનુવાદ) | | ૧૮૯૨ |
| બાલવિલાસ (નિબંધો) | | ૧૮૯૩ |
| ભગવદ્ગીતા (ભાષાંતર અને વિવેચન) | | ૧૮૯૪ |
| સારસંગ્રહ (ભાગ ૧ અને ૨) | | |
| આત્મનિમજ્જન (કાવ્યો) | | ૧૮૯૫ |
| ચારિત્ર (નિબંધ, સ્માઇલ્સ કૃત Characterના આધારે) | | ,, |
| ગુલાબસિંહ (નવલકથા–અનુકૃતિ) | ,, | ૧૮૯૭ |

ન્યાયશાસ્ત્ર પરામર્શ ખંડ (દર્શન) Translation from English
૧૮૯૦ માં દરખાસ્ત. ૭–૯–૯૬ છપાવા આપ્યું.
રૂ. ૨૫૦ મળ્યા.

પ્રાણવિનિમય (મેસ્મેરિઝમ વિશે)
પંચશતી (Imitation of Shankarનો) અનુવાદ
સંક્ષિપ્ત સુવાક્ય
માર્ગદર્શન (૧૫૬ ધાર્મિક પાઠો)

નૃસિંહાવતાર (નાટક)
કુમારપાલચરિત
સુદર્શન અને પ્રિયંવદા (માસિક)
આત્મકથા (વસંતમાં) ૨૯, ૩૦ અને ૩૧ ના વર્ષમાં
ગુજરાતના બ્રાહ્મણો
અભેદોર્મિ ૧૮૯૫

## સંદર્ભગ્રંથસામગ્રી

નવલગ્રંથાવલિ ભાગ ૨ જો, ઉત્તરરામચરિત અને કાન્તાનું અવલોકન ઈ. સ. ૧૯૧૫
સુદર્શન ગદ્યાવલિ—આનંદશંકર ધ્રુવની પ્રસ્તાવના ઈ. સ. ૧૯૦૯
વસન્ત–વર્ષ ૬ અંક ૨, ઉત્તમલાલ ત્રિવેદી–"મણિલાલ અને બાલાશંકર"
સિદ્ધાંતસારનું અવલોકન–મણિશંકર રત્નજી ભટ્ટ ઈ. સ. ૧૯૨૦
મનોમુકુર–ભાગ ૧ લો–'ઉત્તરરામચરિત': નરસિંહરાવ ભોળાનાથ ઈ. સ. ૧૯૨૪
સ્મરણમુકુર–નરસિંહરાવ ભોળાનાથ, મણિલાલ ન દ્વિવેદી વિશે ઈ. સ. ૧૯૨૬
વસન્ત–પુસ્તક ૨૫ અંક ૬ અને ૭, પ્રહ્લાદજી ચંદ્રશેખર દીવાનજી "મણિલાલ નભુભાઈની સાહિત્યસેવા"
નવલરામ ત્રિવેદી–"કેટલાંક વિવેચનો"માં ગુલાબસિંહ ઈ. સ. ૧૯૩૪

## ૨. મણિલાલે કરેલાં ભાષાંતરો

પરામર્શખંડ (ન્યાયનો ગ્રંથ): ગુ. વ. સો. ૧૮૯૭
દ્વયાશ્રય ૧૮૯૩
ભોજપ્રબંધ
ચતુર્વિંશતિપ્રબંધ
વિક્રમચરિત્ર

| | |
|---|---|
| સમાધિશતક | ૧૮૯૪ |
| અનુભવપ્રદીપિકા | ૧૮૯૧ |
| શ્રુતિસારસમુદ્ધરણ | ૧૮૯૨ |
| બુદ્ધિસાગર | ૧૮૯૧ |
| તર્કપરિભાષા | ૧૮૯૨ |
| ગોરક્ષશતક | ૧૮૯૨ |
| ષડ્દર્શનસમુચ્ચય ( અપૂર્ણ ? ) | |
| સારસંગ્રહ ભા. ૧ અને ૨ | ૧૮૯૪ |
| વસ્તુપાલચરિત્ર ( અપૂર્ણ ? ) | |
| એકાન્તવાદપ્રવેશ | |
| વૃત્તિપ્રભાકર | પ્રગટ ૧૯૦૫ |
| યોગબિંદુ | ૧૮૮૧ |
| પંચોપાખ્યાન | |
| હનુમત્ નાટક ( ઈડરના મહારાજા તરફથી ) | |
| વાક્પાટવ } કચ્છના રાવ તરફથી | |
| શિક્ષણ અને સ્વશિક્ષણ } અંગ્રેજી ઉપરથી | |
| વિવાદતાંડવ | ૧૮૯૧ (?) |
| કુમારપાલચરિત | ૧૮૯૯ |
| ચેતનશાસ્ત્ર ( સયાજી જ્ઞાનમંજૂષા માટે સલીના અંગ્રેજી પુસ્તક ઉપરથી ) | ૧૮૯૬ |

## ૩. સારસંગ્રહ

વિમલમંત્રીરાસ

આલવંદાર કાવ્ય

કાલિકાચાર્યસૂરિ કથા

અંબડચરિત્ર

ધનાચરિત્ર

શકવર્તિદિગ્વિજયસ્વરૂપ
શ્રીવીતરાગશાસન
ચિત્રસેનચરિત્ર
ત્રિષષ્ઠીશલાકાપુરુષચરિત્ર
પાર્શ્વનાથચરિત્ર
ભક્તામરસ્તવ
શત્રુંજયમાહાત્મ્ય
અનેકાન્તવાદ ૧૮૮૯
ચતુઃસૂત્રી

### ૪ અપૂર્ણ ગ્રંથો

અલંકારચૂડામણિ
જ્યોતિષકરંડ
વૃત્તરત્નાકર વૃત્તિ
રુદ્રશૃંગારતિલક
રસમંજરી–ટીકા
છન્દોનુશાસન
નૈષધીય-ટીકા
સ્યાદ્વાદ
રત્નાકરાવતારિકા
અભિનંદકાવ્ય
વસ્તુપાલચરિત ૧૮૯૪
કાવ્યમયૂખ (?)
ગૌરીશંકર ઓઝાનું જીવનચરિત–પાંચ પ્રકરણો

## ૫. મણિલાલનાં અંગ્રેજી પુસ્તકો

Raja Yoga with a preface by Dr. Annie Besant 1885

Monism or Advaitism - Essay sent to the parliament of religions, Chicago.

Tarka-Kaumudi - 1886 published.

Imitation of Shankara.

Yoga Sutra - published by Tattva Vivechaka Press, Bombay

Mandukya Upanishad ,,

Jivanmuktiviveka ,,

Syadvadmanjari Begun by Manilal under Bomb. Govt. Series and finished by Anandshankar Dhruva.

## પરિશિષ્ટ ૨ જું

### વ્યાધિના હુમલાની માહિતીનું કોષ્ટક

### જન્મ સને ૧૮૫૮, વિ. સં. ૧૯૧૪ ભાદ્ર. વદ ૪

| વર્ષ | ઉમર | | કારણ |
|---|---|---|---|
| ૧૮૭૬ | ૧૭ વર્ષ | નડિયાદ<br>હાઇસ્કૂલમાં ઉપદંશ | હાઇસ્કૂલ કુ-<br>સોબતને કારણે |
| ૧૮૭૭ | ૧૮ વર્ષ | મુંબઈ<br>કૉલેજ ૧લું વર્ષ<br>૧લી ટર્મમાં ઉપદંશ | કોઈ સ્ત્રીગમનથી<br>( કૉલેજ મિત્રો<br>સાથે ) |
| ૧૮૭૯ | ૨૦ વર્ષ | મુંબઈ, બી. એ<br>૨જી ટર્મ, ઉપદંશ | બેત્રણ વાર સ્ત્રી-<br>ગમનથી કૉલેજ<br>( મિત્ર સાથે ) |
| ૧૮૮૦ | ૨૧ વર્ષ | નડિયાદ<br>સખત તાવ | કોઈપણ પ્રકારની<br>અનીતિ આચ-<br>રેલી નહિ. |
| ૧૮૮૨ | ૨૩ વર્ષ | મુંબઈ, નોકરી<br>શરીરે ગાંઠા<br>પગે ધારાં વગેરે | ” |
| ૧૮૮૩ | ૨૪ વર્ષ | મુંબઈ, નોકરી<br>એ જ વ્યાધિ મટયો<br>જણાયો. રસકપૂર ખાધું. | |
| ૧૮૮૬ | ૨૭ વર્ષ | ભાવનગર<br>પહેલી માંદગી, નાક ગળાનું<br>દર્દ, નવું તાળવું મુકાવ્યું.<br>( લાંબી માંદગી ) | |
| ૧૮૮૮ | ૨૯ વર્ષ | ભાવનગર<br>બીજી માંદગી, ગળાનું દર્દ,<br>રાજીનામું | |
| ૧૮૯૮ | ૩૯ વર્ષ | કમળો, ન્યુમોનિયા<br>અવસાન | |

# પરિશિષ્ટ ૩ જું

## મ. ન. દ્વિ.એ નભુભાઈને નડિયાદ મોકલાવેલ પૈસાની પત્રો ઉપરથી મળી આવેલી વિગત :

| તા. | રકમ | વિગત |
|---|---|---|
| ૧ એપ્રિલ ૧૮૮૧ | ૩૨–૧૩–૫ | "પગારના વંદરાવન માસ્તર પાસેથી લઈ આવજો.' |
| ૩ જુન ૧૮૮૧ | ૧૦૦—૦–૦ | "હુંડી શા. ભૂખણદાસ વરજ-ભૂખણની દુકાનેથી મોકલી આપી છે. |
| ૧?–?–૧૮૮૨ | ૧૦૦—૦–૦ | "પટેલ સામળભાઈ નાથાભાઈ જોડે મોકલ્યા છે." |
| ?–૨–૧૮૮૨ | ૧૦૦—૦–૦ | તા. ૨૭મી જાન્યુઆરીએ લખેલું કે મોકલીશું તે. |
| ૧—૮–૧૧૮૨ | ૧૦૦—૦–૦ | મનસુખરામભાઈ સાથે મોકલ્યા હતા. |
| ૭—૯–૧૮૮૨ | ૮૦—૦–૦ | મનસુખરામને આપ્યા છે તે લેજો |
| ૨૪–૪–૧૮૮૩ | ૧૦૦—૦–૦ | જુનાગઢના ઈનામમાંથી મોકલાવીશું |
| ૨૨–૬–૨૮૮૩ | ૬૦—૦–૦ | નોટો નંગ ૩) મોતીભાઈ સાથે મોકલી છે. |
| ૩૧–૭–૧૮૮૩ | ૧૮૫—૧૨–૬ | રણછોડ ખુસાલ સાથે મોકલ્યા. |
| ,, | ૨૭—૦–૦ | ગજરાની કિંમત. |
| ૩—૮–૧૮૮૩ | ૭૫—૦–૦ | પગારમાંના રહેલા મોકલીશું. |

| | | |
|---|---|---|
| ૨૮-૯-૧૮૮૩ | ૨૦૦—૦-૦ | "એક બે દિવસમાં ભરીશું." |
| ,, | ૩૮-૧૨-૦ | "આ પહેલા આવી ચૂક્યા છે" નભુભાઈ. |
| ૨૩-૧-૧૮૮૪ | ૧૦૦—૦-૦ | દલાભાઈના સગા સાથે મોકલીશ. |
| ૧૩-૮-૧૮૮૪ | ૧૦૦—૦-૦ | પરભુદાસની દુકાને કાલે ભર્યા તે લેજો. |
| | ——— | |
| ૧૮-૧-૧૮૮૪ સુધીમાં | ૧૩૯૮-૧૨-૯ | થાય છે જેમાં |
| ૧૫-૧-૧૮૮૭ | ૩૦૦—૦-૦ | હુંડી ભાવનગરથી બીડી છે તે |
| | ઉમેરતાં | |
| | ૧,૬૯૮-૧૨-૯ | થાય છે. |

૧૯ મી જુલાઈ ૧૮૮૦.

# પરિશિષ્ટ ૪ થું

"મિ.થ આર્ઇ-ધુસર સાહેબ તરફથી આવેલી મેમોરેન્ડમ કોપી

No 1778 of 1880

Memorendum :

Ahmedabad office of the
Educational Inspector
N. D.
17th July 1880

In anticipation of the Director of Public Instruction's sanction Mr. M. N. Dvivedi B. A. is appointed sub protem 3rd assistant Nadiad High School. Before taking charge Mr. M. N Dvivedi will have to furnish a certificate showing that he has not completed his 25th year & is physically fit for Government Service

( Sd. ) E. I. N. D.

આ ઉપરથી ખાત્રી કરૂં છું કે આપ નડીયાદની જગો પસંદ કરી ભાવનગર જશો નહિ. જે વિચાર થાય તે નક્કી જણાવશો.. ... હાલમાં નવીન નથી.. ...... લી ભૂપતરાયની સલામ.

મ. ન. દ્વિ ને નડિયાદની નોકરી મળેલી તેની તારીખ આ રીતે નક્કી થાય છે. ભાવનગરની નોકરીને લગતા પત્રો જુઓ.

# પરિશિષ્ટ ૫ મું

## साठोदरानागरबंधु

### अंक १

उद्वयं तमसः परिज्योतिः पश्यन्त उत्तरम् ।
देवं देवत्रा सूर्यमगन्म ज्योतिरुत्तमम् ॥

સાઠોદરા નાગરોની—મારી—જ્ઞાતિની પાયમાલ થતી અવસ્થામાં અંધકારને નાશ કરનાર ઝળહળતા ઉદય જેવા "નાગરઉદય"નો પ્રકાશ થયો, તેથી આ લખનારના મનમાં જે ઉલ્લાસ તથા ઉત્સાહ થયાં હતાં તે બધાં આજ બે વર્ષે શાંત પડયાં છે. 'નાગરઉદયે' નાગરોનો તો શું પણ સાઠોદરાઓનો બલકે પોતાના ઘર સરખાનો કે પોતાની જાતનો પણ સુધારો કર્યો નથી. અલબત સારી પેઠે સમજાું છું કે સુધારો કરવો નાનીસૂની વાત નથી. બોધ કરવો અને અને કંઈક તત્કાળ કરવું એ જુદી જ વાર્તા છે. તથાપિ બોધનો પણ ઝાઝો લાભ મારા મુરબ્બી તથા ભાઈઓને મળ્યો નથી. નાગરઉદયમાં પરસ્પર વખાણ ને મોટાઈઓ ચાલે છે ખરી, નાગરઉદયમાં ભાષાનો વિચિત્ર ભભુકો જે મારા જ્ઞાતિજનોની પ્રજ્ઞાચક્ષુ જીરવી શકી કે શકતી નથી એવો આવ્યો છે ખરો, તેમાં અંગ્રેજી રાજ્યના નમુના ઉપર જ્ઞાતિનું રાજ્ય નિયમિત કરવા પર અશક્ય જેવો પ્રયત્ન કર્યો છે ખરો. ટુંકામાં એ લખનારનું જ્ઞાન બતાવવાના થાય તેટલા વ્યર્થ પ્રયત્નો થયા છે ખરા, પરંતુ હાલમાં આંખો કાઢી આપણને પાયમાલ કરવા તત્પર થયેલા કેટલા રાક્ષસોને માર્યા, અથવા તે રાક્ષસોની ભયંકર શક્તિ પણ મારા બંધુઓને જણાવી, નડિયાદ ને અમદાવાદ વચ્ચેનો ભેદ તથા અતડાઈ કેટલી દૂર થઈ, તે હું તો સમજી શકતો નથી. આ ઉપરથી એમ નહિ જ કે નાગરઉદય જરૂરવિનાનું પત્ર છે, વા તેના ઉપર કોઈને અભાવ થવો જોઇએ, આ મારું લખવું પણ એ "ઉદય"ના આધારમાં જ છે.

સમસ્ત સાઠોદરા નાગર બંધુઓ! નાગરોના ઉદયની સેવામાં મારે પ્રસંગોપાત આવા બોધરૂપે કંઈક નૈવેદ્ય મૂકવું એવો ઉદ્દેશ છે. હું તમને બહુ બહુવાર મલ્યો છું, ને તમારા ઓરડાની વાતોથી ભોમિયો છું. વળી તમને આ દ્વારા નિરંતર, સાવકાશ મળીશ. તમારી સકત મુઠી ઢીલી પાડી મને નાણાં આપો એમ મારી યાચના નથી, તમે અવિચારથી અયોગ્ય કામ કરવા મંડી પડો એ મારો હેતુ નથી, તમે મારૂં કહેવું શ્રવણ કરી તુલના કરો તો જ મારો હેતુ સફલ છે એમ ધારૂં છું. તમને કોઈ અમુક વિષય ઉપર દોરવતા પહેલાં તમારી સ્થિતિ કેવી છે તે તમને કહેવુ એ આજના અંકનો વિભાગ છે.

આપણી જ્ઞાતિનો વિસ્તાર નડિયાદ, અમદાવાદ, ચાણોદ, ડભોઈ અને તેને લગતાં ગામડાંની અંદર છે. આર્યાવર્ત—પુણ્યભુમિને વિષે, નર્મદા અને સાભ્રમતિના મધ્યપ્રદેશમાં, પવિત્ર ઋષિકુલોત્પન્ન શ્રેષ્ઠ બ્રાહ્મણજ્ઞાતિના પ્રથમવર્ગીય નાગરજનો આજ શી અવસ્થામાં છો? ગૃહસ્થો, બ્રાહ્મણો, એવાં તમારાં બે અંગ છે. તમારી સ્થિતિ તથા રીતિ વિપરીત છે. એ વિપરીતતાને લીધે જે જ્ઞાતિ અસલ ૪—૫ હજાર આણસના સમૂહની હશે તે આજ ૮ કે ૧૨ સો માણસે આવી રહી છે,

તમારી કોઈ પણ ખામી બતાવતા પેહેલાં મને તમારા સદ્ગુણ બતાવવા વધારે ગમે છે, મને એ જ કામ વહાલું લાગે છે. તમે ઘણા ખરા ખાતાપિતા છો, ને તમારી આબરૂ તથા ઈજ્જત પણ સારી છે. જેને સાચવવા સારૂ તમારે બહુ ઈંતેજાર રહેવું જોઈએ. તમારામાં પેહેલાં જે ફક્કડાઈ અને ઉદ્ધતાઈ હતી તે જતી રહી છે. તમે કેટલીક સારી રીતે સારાસાર ગ્રહણ કરવાની પંક્તિ ઉપર છો, વિદ્વાન છો. તમારો સંપ તથા આગ્રહ સ્તુતિપાત્ર છે. ને વિશેષે મોટામાં મોટી સાધ્યકાર્યની સાધનસંપત્તિ એ જ કે તમને તમારી બીમારીનું ભાન સારી પેઠે છે. ઘણાએ એવા મૂર્ખ હોય છે કે પોતાને શું દુઃખ છે તે સમજી શકતા નથી, જો કે તેઓ દુઃખી થતા હોય છે તથાપિ.

પણ તમે તો સમજો છો જ કે કોઈ પણ પ્રકારનો વ્યાધિ આપણને વળગેલો છે. આ પ્રમાણે કર્તવ્યતાનાં સર્વ સાધનરૂપી સામગ્રી તો તમારી પાસે તૈયાર જ છે. તમે જે ધારો તે કરી શકો એવા પણ છો જ. એમ ન સમજવું કે આપણાથી શું બનનાર છે, તેથી છાના રહો. વાતને છણ્યાં કરવાથી કંઈક સાખણ નીકળશે, કેમકે છણાનાર વસ્તુ જાતે સડી ગયેલું પણ દહીં જ છે.

બંધુજનો! તમને તમારા ટોડરમલ ને સુરજમલ વગેરે શૂરવીર મલ્લ યાદ નથી આવતા, તમને દયારામ જેવા કવિયોની ભક્તિનું સ્મરણ નથી થતું, નડિયાદના 'નવ લાલ' + ના સ્તુતિપાત્ર પ્રયત્નો તમારી સાંભળણમાં શું નથી, અથવા તમારા શુદ્ધ અને ડાહ્યા પુરાતની બ્રાહ્મણોની વૃત્તિ તમને યાદ નથી, કે તમે આજ છેક અધોગમનનો માર્ગ પકડયો છે?

આચારમાં, ધર્મમાં, ક્રિયામાં, વિચારમાં, જ્ઞાતિમાં ને રીતિમાં તમે ભ્રષ્ટ થયા છો. તમારા પગ નીચે જ, અરે તમે રાત્રે સૂતા હો છો તે નિર્ભય પલંગ હેઠળ પણ મોટો દવ બળે છે. તમારામાંના ઘણાયનાં બીછાનામાં તો વિંછી જ ભરેલા છે. એટલું છતાં પણ તમે કાંઈ કરતા નથી. તમારા આગળ ત્યારે સેવક જ વ્યક્તીકરણ કરે છે.

તમારી કમાઈ ને ઉપજીવિકા શામાંથી? કલમ કડછી ને બરછી એ તો આજ કહેવા માત્ર જ રહ્યું છે. તમે હાલ તો બીજા સર્વ ધંધા જાણે ખોટા હોય નહિ, એમ સમજી માત્ર કલમ ઉપર જ જુઓ છો. ૨૦૦ થી માંડીને ૫ સુધીના પણ તમારા બંધુઓ નોકર છે. આખી નાતના કમાઉ માણસ દીઠ સરેરાશ ગણતાં મહિને દસનો પગાર પણ બહુ મુશીબતે પડે તેમ છે. એ દસા પગાર ઉપર દસવીસ વર્ષ વાંદરાનું[1] ××× પીને, પેટ બાળીને લાલાજી પરણવા સારૂ વતનમાં

---

+ રા. નભુલાલ ધાનતરામ, રા. લક્ષ્મીલાલ અજબલાલ વગેરે.

૧. અહીંથી એક અશિષ્ટ શબ્દ અમે કાઢી નાંખ્યો છે.—તંત્રી

આવે છે. પાસે ૧૦૦૦–૧૫૦૦ ની મુડી તો હોય, તે ઉપર ડોસાનું કાયટું કરવાનું, તે ઉપર બાયડીને ઘરેણાં ગાંઠાંની ટાપટીપ કરવાની, તે ઉપર સ્ત્રીનું સીમંત કરવાનું, તે ઉપર પુત્રને માટે કન્યા ખરીદ કરવાની ને તે જ ઉપર પોતાને જીવતા સુધી ખાવાપીવાનું. છોકરાને પણ પુંજી તો શાની જ મળે એટલે તેમને ભણવા ગણવાની વાત કાનમાં. અત્યારે તમે વાંકી પાઘડી મુકીને દીવાળી પોળને ચકલે બેશો, કે ખાડીયાના ચોતરાપર ચઢી, લાલાઈ કરો ને મોટાઈનાં ગપ્પાં હાંકો તોય શું ? તમારામાંના ઘણાક ફક્ત નાતવરા ને જમણવારો ઉપર જ ગુજરાન નથી ચલાવતા ? ચલાવે છે, એટલું જ નહિ પણ ટંકે ટંક ભુખે મરી આયુષ્યને ટુંકાવે છે. નાતમાં ખરચનો તો હીસાબ જ નથી. કુળ કે શીલની વાત પર કોણ લક્ષ આપે છે ? રૂપૈયા ૧–૨–૩–૪–૫–૧૩ હજાર સુધી પણ હરાજીમાં લેઈ જાય તે પરણે. પરણ્યા પછી પણ ઘરમાં શાં સુખ ભોગવે છે તે હું સારી પેઠે જાણું છું. આગળ ઉપર બતાવીશ. આમ ખરચમાં આપણી નાત બીજી જાતોની દેવાદાર છે. આપણાં બંધુઓને, જ્ઞાતિલાઓને નિરાધાર તરફડતા ને પાયમાલ થઈ જતા આપણાથી કેમ જોવાય ? એક કીડી કે માંકણ મરી જતો હોય તો પણ તમે દયા પામો છો, રસ્તાના માગનાર ભીખારીને દુર્દશામાં મદદ કરો છો. તો શું તમે શ્રીમંત ગૃહસ્થો ! તમારા ભાઈઓને માટે તમારો ખોટો ગર્વ મુકી નહિ દઈ શકો ? ઈશ્વરની ખાતર, મનુષ્ય વર્ગ ઉપર દયાની ખાતર, તમારા પોતાના સુખની ખાતર પણ ઘણીક ખોટી રસમો શ્રીમંતો ! તમારે બંધ પાડી અજ્ઞાત લોકને ખોટી નકલ કરવાથી થતુ નુકસાન બધ પાડવું ઘટે છે. આમદ રૂ ૧૦) ની ને વ્યય તો રૂ ૧૦૦)નો થઈ પડે છે. એ વ્યવહાર કેમ ચાલે ? પોષણમાં ફેરફાર અને નિર્જીવતા દાખલ થવાથી પરિણામે સંતતિ ઉપર બહુ ખોટી અસર થાય છે. પ્રજોત્પત્તિ થોડી થવાના તથા આપણી સંખ્યા ઘટવાના કારણમાંનું આ પણ એક કારણ સમજવું; ને એથી પણ મોટી શોષણ કરનાર વાત ચિંતા છે.

સાધનની ખોટને લીધે ભણ્યા ગણ્યાના વિચાર વેગળા જ રહે છે. નાનાં છોકરાનું મન ભણતર ગણતર પર રોકાયલું ન હોવાથી કંઈક પણ ગમત કે વ્યાપાર-કાર્ય ખોળે છે. હાલના સુધારાનાં કુલક્ષણ મદ્ય-ગાંજો-છેવટ અભક્ષ્યભક્ષ ને માંસાહાર શીખે છે. કુછંદ લાગે, કુમાર્ગે પળે છે; ને આપણા મોટી ઉમ્મરના મોટા થોભાવાળા પણ શું કરે છે? એનું એ જ. કમજોર ને ગુસ્સા ખોત. ૧૦ રૂપૈયાની કમાણી પર પરણીને પસ્તાવાનો પણ આધાર, ખાવાનો, પીવાનો ને વળી આ સુધારાનો પણ. આ પ્રત્યેક વાત વિષે તમારી સેવામાં મારા વિચાર હું રજુ કરીશ.

બ્રાહ્મણોની, તમારા જમણા અંગની સ્થિતિ જુઓ. નાતના રંધવારા તો કે તે, મડદું ઉચકવાને કોઈ ન મળે તો ડાઘુ પણ તે, આપણા લાલાજીને નાત વચ્ચે વાહભાઈ મોટાભાઈનાં ઘર તો, શી નવાઈ એમ કહી ગીત ગાઈ ફુલાવનાર પણ તેના તે જ. ધુળધાણી જેવી આમ ભેગી કરેલી ઉપજીવિકા ઉપર ગૃહસ્થોના વ્યર્થ હુંસલા ખાઈ ખાઈ તેમના જેવા અશકત માણસો પર આધાર રાખનાર બ્રાહ્મણોને ધિક્કાર છે. કેટલા આજ ધર્મોપદેશ કરે છે, કેટલા આજ સંધ્યાવંદનાદિ કર્મો પોતાના યજમાનને શિખવે છે છે, ને કેટલા સન્માર્ગે વર્તી યજમાનને સદુપદેશ કરે છે? બહુમાં બહુ બગડે છે તો બગડે છે એ બ્રાહ્મણોનાં જ છોકરાં કે જે દમડી દમડીની કમનની દક્ષણા ઉપર વિશ્વાસ રાખી, રાંધણાં રાંધી ઠોસા સાથે લચકા ખાવાના આધારે કંઈ ધંધો શિખતાં નથી ને કુછંદે પડે છે.

આ બ્રહ્મદેવો પાછા તમને બ્રહ્મનું સ્વરૂપ સમજાવી, સન્માર્ગે લેઈ જતા થાય, તમે તેમને તમારા માન્યને પૂજ્ય ગણી ઉન્નતિને પામો, અને તમારાં બાલકોને આવતા કાળમાં સર્વ સુખ અને સરલતાની સમૃદ્ધિ પ્રાપ્ત થાય એવો તમારા ઉપર શ્રી હાટકેશ્વરનો પ્રસાદ સદાય હો.

તથાસ્તુ.

## સૂચના

આવા પ્રબોધના અંક ઘણા નિકળનાર છે. હાલ આ કામ માત્ર એક જ ગૃહસ્થના ખર્ચે નિભે છે. જો કોઈને પોતાના ધરની, કે જ્ઞાતિની દાઝ લાગતી હોય તો નડિયાદની "સાઠોદરાનાગર જ્ઞાતિ-શુભેચ્છક" સભાને પોતાની ધ્યાનમાં આવે તેટલી નાણાની રકમ રા. રા. છોટાલાલ હીરાલાલની માર્ફત પહોંચાડવા કૃપા કરવી. તેમજ જે ગૃહસ્થોને આ અંકમાં દર્શાવેલા વિષયો ઉપર કંઈપણ વિવેચન કરવાની ઇચ્છા હોય તેમણે પણ તે સાફ લખી એ જ ગૃહસ્થ માર-ફત પહોંચાડવું.

મ. ન. દ્વિવેદીનાં ધાર્મિક મંતવ્યો વિષે એમના સમયના ઘણાનો એવો મત જણાય છે કે રૂઢિરક્ષક વૃત્તિને લીધે તેઓ પ્રથમથી જ હિન્દુશાસ્ત્રોના હિમાયતી હતા! પ્રથમથી જ મણિલાલના મનમાં હિંદુશાસ્ત્રો વિશે શ્રદ્ધા કેવી ન હતી અને કેવી રીતે એ જાગ્રત થઈ એનો ઇતિહાસ મ. ન. દ્વિના પોતાના જ શબ્દોમાં આપતો એક લેખ (તંત્રીજોગ પત્રરૂપે લખાયેલો) જૂના Theosophistમાં તેમની સહી સાથે આવેલો તે નીચે પરિશિષ્ટ (૭ માં) અને તેનો અનુવાદ આ પછીના (૬ ઠા) પરિશિષ્ટમાં રજૂ કરું છું.

## પરિશિષ્ટ ૬ ઠ્ઠું

### "એક હિંદુ આત્માનો ઉદ્ધાર"

આપનો સમય અમૂલ્ય છે અને વિનાકારણ તેનો વ્યય કરાવવો એને હું એક પાપ જ સમજું છું. અને એમ માનવા છતાં એક અગત્યની અને આધ્યાત્મિક મુદ્દાની બાબત પ્રત્યે આપનું લક્ષ ખેંચ્યા વિના રહી શકતો નથી. એ બાબત તે આત્માના ઉદ્ધારની કથા છે.

અત્યારની મારી અજ્ઞાનભરી અવસ્થામાં પ્રાચીનકાળના આપણા ઋષિઓનાં સંતાન હોવાનો દાવો કરતાં પણ મને શરમ આવે છે. હું બ્રાહ્મણ છું—નાગર છું. ઘણા કાલ થયા ઉપેક્ષિત, વિસ્મૃત અને કલંકિત એવા એક ઉચ્ચમાં ઉચ્ચ પ્રકારના જ્ઞાનનું મૂલ—દિવ્ય આધ્યાત્મિક જ્ઞાનની સરિતાનું મૂલ—સત્યપ્રાપ્તિ માટે મથતા પ્રત્યેક જિજ્ઞાસુના પોતાના અંતરમાં રહેલું છે એ સત્ય પ્રગટ કરતાં મને ઘણો જ હર્ષ થાય છે. આજે અલબત્ત, એ ઉચ્ચજ્ઞાનનું આસન સ્વાર્થી, આત્મસંતોષી જડવાદે અને કપટી, દંભી શંકાશીલતાએ પડાવી લીધું છે; અને સ્વીકારતાં ક્ષોભ પણ થાય છે કે, એ કાર્યમાં એ આધ્યાત્મિક જ્ઞાનનાં પોતાના જ સંતાનોએ નિર્લજ્જતાથી સહાય કરેલી છે. મારા "ધર્મ"નો—તત્ત્વની પ્રાપ્તિ કરવામાં થએલા મારી બુદ્ધિના વિકાસને હું ધર્મ કહું છું—સંક્ષિપ્ત ઇતિહાસ માટે જે કાંઈ લખવાનું છે તેના ઉપોદ્‌ઘાતની આ ગરજ સારશે.

બાલ્યાવસ્થામાં મારા કુટુંબના ઇષ્ટદેવોની પૂજા કરીને હું ઠીક ઠીક સંતોષ માનતો અને તે દેવો કૃપા કરીને મને દર્શન દેશે,—તથા છૂટે હાથે મારા ઉપર વરદાનો વરસાવશે એવો ધન્ય દિવસ જીવનમાં આવશે એવી મીઠી, છતાં બુધ્ધિ વગરની, આશા હું સેવતો હતો. ધીમે ધીમે પૂજાનો નિત્યક્રમ તેના પોતાના જ નિર્જીવ ભાર નીચે કચરાવા લાગ્યો. દેવતાઓનું દેવત્વ અલોપ થઈ ગયું અને મારાં ચર્મચક્ષુ સમક્ષ કેવળ ધાતુઓ કે પથ્થરનો ટુકડો જ માત્ર બાકી રહ્યો.—[ દયાનંદ સરસ્વતીમાં જે પ્રથમ ધર્મમંથન થયું તેને આ

ઘટના ઘણે ભાગે મળતી આવે છે.—અં. પુ.] ૧૮ વર્ષની ઉમ્મરે મેં ધર્મ અને નીતિના નિયમો બન્નેની એકતા સ્વીકારી અને નીતિથી તથા સ્થૂલ પદાર્થથી પર એવી સઘળી વસ્તુઓમાંથી મારી શ્રદ્ધા ઉઠી ગઈ. આ અવસ્થામાં મારૂં કોલેજનું જીવન શરૂ થયું. મુંબઈ શહેરમાં મારી ચકિત કલ્પના સમક્ષ જીવનનાં અને વિચારસૃષ્ટિનાં અવનવાં દશ્યો અને પ્રદેશો ખુલ્લા થયા. હું કોલેજીયન થયો હતો—કાંઈ જેવી તેવી વાત ન હતી! મારા મિત્રો પણ આશા રાખતા કે મારે કોઈ નવીન પ્રાણી બનવું જોઈએ. જેઓને અંગ્રેજી ભણતરનો લાભ મળ્યો નહિ હતો તેઓ તો મારામાં એવું વિચિત્ર પ્રાણી જોવા સુદ્ધાં લાગ્યા! શાસ્ત્રો એટલે તો વહેમોની કથા—ઉડતી નજરે,—કુતૂહલ-વૃત્તિપૂર્વક જોવા જેટલી પણ તેમની કિંમત નહિ! એ તો સામાજિક નીતિ અને સ્વચ્છતાના નિયમોની અગત્ય તેમને પોતાને ખાતર ન સમજનાર, અજ્ઞાન, વેવલા લોકોને દોરવા માટે બનાવી કાઢેલાં! પણ જરૂર. હું એ બધા મોભાગ્ર બુદ્ધિવાળાઓથી અને તેમની માન્ય-તાઓથી પર છું! હું કોણ?—મિલ, સ્પેન્સર, ડાર્વિન અને એવા કોડીબંધ બીજા તત્ત્વવેત્તાઓના ગ્રંથોના જ્ઞાનવાળો,—હું! મારે તો શાસ્ત્રમાં અને તત્ત્વદર્શનની પદ્ધતિમાં વધારે ઉચ્ચ ઉડ્ડયનો કરવાં જોઈએ. મારે તો પહેરવેશ, રીતભાત, રહેણીકરણી—જીવન અને વિચાર-સર્વમાં અંગ્રેજોનું જ અનુકરણ કરવું જોઈએ. કોલેજની એ ઇન્દ્રજાળના પાશમાં મેં શું શું કરી ન નાખ્યું તેને માટે મને આજે સુદ્ધાં શોક થતો નથી.

જ્યારે યુરોપીયન દાર્શનિકો માટે મારા મનમાં પ્રશંસા અને પૂજ્યભાવ સાથે મેં જીવનમાં પ્રવેશ કર્યો ત્યારે ઇતિહાસ અને તત્ત્વ-જ્ઞાનના વિષય ઉપર જે કોઈ પુસ્તક અંગ્રેજી ભાષામાં હાથ લાગે તે વાંચવાનો મેં મારા મનથી નિશ્ચય કરી લીધો. એ પ્રેમપૂર્વક સ્વીકારી લીધેલ મારો ઉદ્દેશ સિદ્ધ કરવા માટે મેં ભોગ પણ નજીવો નથી આપ્યો. પ્રત્યેક ગ્રેજ્યુએટની મહત્ત્વાકાંક્ષાનો હેતુ થઈ રહેલી એલએલ.

બી.ની ઉપાધિ મેં એ હેતુને ખાતર જતી કરી. પરંતુ યુરોપીયન દાર્શનિકોનો અભ્યાસ કરવાથી મારા મનનું સમાધાન થયું નહિ: હું અસંતુષ્ટ રહ્યો. ઘણી વાર એમના સિદ્ધાંતો મારા હિંદના શાસ્ત્રના સિદ્ધાંતોથી કેવળ વિરોધી પણ હતા. પ્રો. ટીન્ડાલ સ્વીકારે છે તેમ મને પણ યુરોપીય તત્ત્વદર્શનમાં "જીવનનું અંતિમ રહસ્ય" પ્રાપ્ત ન થયું. હું મારાં શાસ્ત્રોના અભ્યાસ પ્રત્યે વળ્યો. સારું થયું કે મારું સંસ્કૃત ભાષાનું જ્ઞાન પાકું હતું જેથી થોડા જ સમયમાં ષડદર્શનના સિદ્ધાંતોનો હું બરાબર અભ્યાસ કરી શકયો. (બે ન્યાય, બે સાંખ્ય, અને બે મીમાંસા.) શંકરાચાર્યનો મત મારા હૃદયમાં સોંસરો ઉતરી ગયો. અને વેદાંતદર્શનને મેં મારા ભાવી ધર્મ તરીકે સ્વીકાર્યું. ત્યાર પછી પ્લેટો અને ખાસ કરીને અલેકઝાંડ્રીયાના નૂતન-પ્લેટોમતવાદીઓને હું કાંઈક અંશે સમજી શકયો; અને ત્યાર પછી આધુનિક દાર્શનિકોમાં બર્કલીનો વાદ પણ મને અત્યાર સુધી નહિ જણાયલા એવા નવીન સ્વરૂપમાં જણાવા લાગ્યો.

અત્યાર સુધી કોઈ પણ સૂક્ષ્મ આધ્યાત્મિક અને ચમત્કારિક ગણાય એવી ઘટનામાં મને વિશ્વાસ ન હતો, જો કે થીઓસોફીકલ સોસાયટી વિષે મેં સાંભળ્યું તો હતું. પરંતુ એટલામાં Mesmerism—પ્રાણવિનિમયના, રહસ્યમાં મારો પ્રવેશ કેવળ અકસ્માતને પરિણામે થયો. એ વિદ્યાનો મેં ઠીક મહેનત લઈને અભ્યાસ કર્યો ખરો—પરંતુ તે યુરોપીયન દૃષ્ટિબિંદુથી. એ પ્રયોગોનાં પરિણામો વિશ્વાસપ્રેરક અને આશ્ચર્યજનક હતાં તો પણ થોડા સમય પછી મારી પ્રગતિ અટકી ગઈ. અને કર્નલ ઓલ્કોટને મેં સલાહ માટે પત્ર લખ્યો. તે પત્રમાં મારા પ્રયોગો અને તેનાં પરિણામો મેં વિગતવાર વર્ણવ્યાં. (છેલ્લા ઓગસ્ટના થીઓસોફિસ્ટમાં ૨૮૦ મે પાને તે છપાયલાં છે) કર્નલ ઓલ્કોટ જેમને "સાહસભર્યા અને અવિચારી પ્રયોગો" કહે છે તેમનું પરિણામ યોગ્ય માર્ગદર્શકની ગેરહાજરીને લીધે કેટલેક અંશે નિષ્ફળતામાં આવ્યું ગણાય. છતાં તેમને

સીધે કર્નલ જે માઠાં પરિણામો નીપજવાનું ભવિષ્ય ભાખવાની ના કહે છે તેવાં કોઈ પરિણામો આવ્યાં નથી એમ કહેતાં મને આનંદ થાય છે. ત્યાર પછી તો એ પ્રવૃત્તિ પણ મેં મૂકી દીધી છે; પરંતુ મને જેટલો અનુભવ ( એ પ્રયોગોમાંથી ) થયો તે ઉપરથી 'આત્મા' બ્રહ્મસૂત્ર અને ઉપનિષદોમાં વર્ણવેલ, "આકાશતત્ત્વ"ના અસ્તિત્વ વિષે મારી ખાત્રી થઈ. ડૉ. બોવી ડોડસ પોતાના નિબંધોમાં એ તત્ત્વોમાં જ પ્રભુત્વનું આરોપણ કરે છે; 'માયા' 'અવિદ્યા' અને 'બ્રહ્મ' એ મારા અતિપ્રિય વેદાંતમતનાં તત્ત્વો જેમને હું લાલનપૂર્વક સ્વીકારતો તેઓનો દેખીતો વિરોધ મારા પ્રયોગો પછી દૂર થઈ ગયો. સ્થૂલ, સૂક્ષ્મ અને કારણદેહ તથા પંચકોશની રચના પ્રથમ મારા મનમાં પરિસ્ફુટ થઈ તેમનો તાત્ત્વિક અર્થ તે પછી મને સમજાયો. આ છ માસમાં હું આગલાં વર્ષોમાં શીખ્યો હતો તેના કરતાં ઘણું વધારે શીખ્યો. યોગ, સાંખ્ય અને વેદાંત એ ત્રણેનું મેં અવલોકન કર્યું અને તેમાં યોગ અને વેદાંતની એકવાક્યતા 'થીઓસોફિસ્ટ'ના કેટલાક લેખોની સહાયથી મને સમજાઈ ત્યારથી 'થીઓસોફિસ્ટ'નો મેં અભ્યાસ કરવાનો આરંભ કર્યો. હું સમજું છું તે પ્રમાણે, પતંજલિ અને શંકર બન્નેના માર્ગમાં મોક્ષનો આદર્શ છે તે એકસરખો જ છે. પતંજલિ તેની પ્રાપ્તિમાં હઠયોગના ઉપર, જ્યારે શંકર રાજયોગ ઉપર વધારે ઝોક મૂકે છે. તમારા "આઇસિસ અનવેઇલ્ડ"માં બૌદ્ધમતના નિર્વાણની જે સમજૂતી આપેલી છે તેનો અભ્યાસ કરવાથી બ્રાહ્મણ અને બૌદ્ધ એ બે પરસ્પર વિરોધી મતોનો સમન્વય હું કરી શક્યો. એ બેમાં મુખ્ય ભેદ વૈદિક કર્મકાંડ અને વિધિના સ્વીકાર–અસ્વીકારની બાબતોનો જ છે. આ પ્રમાણે મારામાં જાગૃત થયેલ સત્યજ્ઞાનની જ્યોતિ બુલ્વર લીટનની 'ઝનોની'ની નવલકથા તથા મી. સીનેટની "ધી ઓકલ્ટ વર્લ્ડ" એ બે પુસ્તકો વાંચતાં કેવળ જ્યોતિ મટીને પ્રચંડ અગ્નિજ્વાળા થઈ રહી.

મારા ધર્મનો ઇતિહાસ અહિં પૂરો થાય છે. થીઓસોફિકલ

સોસાયટી અને તેના કાર્યને માટે મને સહાનુભૂતિ થઈ છે. તમારી સોસાયટીની પ્રવૃત્તિ પુણ્યશાળી છે એવી પ્રતિજ્ઞા તમારા વર્તુલની બહાર રહેલ કોઈ તટસ્થ પ્રેક્ષકની ખાત્રી વડે જો તમને થતી હોય તો તમે તેનું પુણ્ય હાંસલ કરી રહ્યા છો, તેની ખાત્રી રાખશો. એક સમયે કીર્તિને શિખરે બિરાજતા આ દેશનાં અસંખ્ય સંતાનોના આત્માઓને બચાવીને તેમની આધ્યાત્મિક ઉન્નતિરૂપી નૌકાને જડવાદ તથા દંભના કઠણ ખડક ઉપર ભૂકા થતી અટકાવીને, એક અનંતગુણ પુણ્ય તમે હાંસલ કરી રહ્યા છો એવી ખાત્રી અશ્રદ્ધાવાન અને અજ્ઞાની પુરુષોને છાતી ઠોકીને આપવાને હું તૈયાર છું.

મ. ન. દ્વિવેદી

મ. ન. દ્વિની બીજી એક બાજૂનું દર્શન આ પત્ર બહુ સુંદર રીતે આપણને કરાવે છે.

આ પત્ર મ. ન. દ્વિ. ના અંતરના ધાર્મિક વિકાસ ઉપર નવો જ પ્રકાશ નાખે છે. અને મ. ન. દ્વિ. ને પ્રાચીનતાના અંધ ઉપાસક, અનુયાયી કે કેવળ પ્રશંસક તરીકે ગણાવવાનો પ્રયાસ કરનારાઓની નિષ્ફળતા સ્પષ્ટ થાય છે. પ્રયોગોમાં શ્રદ્ધા હોવી એ જો વર્તમાન ભૌતિકશાસ્ત્ર (science)ના જમાનાનું લક્ષણ હોય તો અહીં કહેવું પ્રાપ્ત થાય છે કે મ. ન. દ્વિ ના અંતરમાં આર્યતત્ત્વદર્શન પ્રત્યે અને તે દર્શનને સામાજિક આચારમાં ઉતારવા યત્ન કરવા મથતાં શાસ્ત્રો પ્રત્યે,–જે શ્રદ્ધા ઉદ્ભવી તે **પ્રયોગાત્મક** હતી અને તેટલાપૂરતી **આધુનિક** અને, Scientific, શાસ્ત્રીય–પ્રયોગસિદ્ધ, હતી.

ધર્મનું અંતિમ રહસ્ય પ્રભુપ્રાપ્તિમાં–કહો સત્યપ્રાપ્તિમાં, છે. અને એ મહા મોટી વિભૂતિઓને પણ મથાવે એવા પરમ માર્ગમાં "મેં જ અંતિમ સત્ય પ્રાપ્ત કર્યું છે"–એવી નિશ્ચયાત્મક, સાક્ષાત્કારને પરિણામે જન્મતી, શ્રદ્ધા અને આત્મશક્તિ તો જગતભરમાં વિરલ જ

છે. કદાચ, હજારો વર્ષોને અંતરે એવી જગદુદ્ધારક વિભૂતિનો આવિર્ભાવ થાય તો માનવજાતિનાં અહોભાગ્ય. પરંતુ પરિમિત શક્તિવાળા માનવને માટે જે શક્ય છે તે એ કે સત્યપ્રાપ્તિની અભીપ્સા સેવે, પોતાની પ્રકૃતિને અનુસાર સત્યનો આદર્શ બાંધે, પ્રમાણિક બુદ્ધિ વડે તેને સ્વીકારે તથા તેનો સાક્ષાત્કાર કરવાને આજીવન પ્રયત્ન કરે. આવા પ્રયત્ન માટે જો માનવ બીજા માનવ બંધુઓના માનનો અધિકારી હોય તો મ. ન. દ્વિ. તેના અધિકારી હતા—ભલે સત્યના અભીપ્સુઓમાં પડતા આખડતા અને ઠોકરો ખાનારાઓમાં તેમની ગણત્રી થાય.

## THE "SAVING OF ANOTHER HINDU SOUL"

I know your time is precious, and any useless encroachment upon it is nothing short of positive sin. I know this, nay realise it: but I am just imploring your attention to a matter of no small importance, no insignificant spiritual merit — the saving of a soul.

It is a shame now in this condition of my spiritual knowledge to claim descent from the Rishis of hoary antiquity I am a Brahmin, a Nagar. It is no little joy to know that the source of a knowledge long neglected, forgotten, discredited, whose place has been usurped by self-sufficient materialism and cunning scepticism assisted — shocking to admit — by her (knowledge's) very children and descendants — the source I say of such spiritual knowledge is within reach of every seeker of truth. A short history of my religion (as I would call the philosophical development of my intelligence) will form a fit prelude to what follows. In my infancy I was well content to worship the household gods with fond expectations of the day in my existence, when they will favour me with their presence and bestow their boons on me with a free hand. Gradually the routine of worship began to yield under its own weight. Everything of the gods vanished, but the piece of metal or stone before my physical eyes. At about 18 I indentified religion with a moral code of laws, waving all belief in anything beyond morality and matter. At this stage commenced what we call my

"College life." New scenes of life and thought opened up to my bewildered imagination in Bombay. I had become a collegian! My friends expected me to be a novel creature. Those of them who have had no advantage of English education already saw one in me. I must look upon the Shastras as tales of superstition, not worth even the curiosity of a passing consideration, got up for the guidance of the ignorant and the credulous who do not realize the importance of social morality or Hygiene for its own sake. I am surely above all such dross, with my knowledge of Mill, Spencer, Darwin and a hoard of others; and must soar higher in science and method. I must imitate English manners, English dress, English modes of life and thought, and goodness only knows what not English. I am hapyy I can reflect upon the past without a single pang of remorse for what I should have done under the influence of Collegiate infatuation. I took my degree. Launched upon the world with a head full of admiration and veneration for Western subjective speculations, I made up my mind to first go through every English work on History or Philosophy I could lay my hands on. In accomplishing this labour of love, I made no inconsiderable sacrifice, gave up my course of Law-studies for LL. B., the goal of every Indian graduate's ambition. My mind soon grew disappointed with the speculations of the West not unoften diametrically opposed to the teaching of my Shastras. Failing to solve as Prof. Tyndall acknowledges "the ultimate mystery," I turned to the study of my Shastras. Thanks

to my Sanskrit knowledge, I was able in a brief sp
of time to master the principles of the six princ
schools of Sanskrit Philosophy (the two Nyayas,
two Sankhyas, the two Mimnansas.) The teachings
Shankaracharya went home to my mind, and
adopted the Vedanta as my future religion. I was tl
able to understand to some extent the teaching of Pl
and especially the Alexandrian Neo-platonists. Berk
also among modern philosophers began to appear
better light than hitherto, for I had still had no bel
in any occult phenomena, though I had long sir
heard of your Society and your work, when some ac
dent introduced me into the secret of mesmerism.
practised it myself with application, but in a Weste
spirit. The results, convincing and surprising as th
were, soon came to a stand-still and had to be report
to Col. Olcott for advice. (These are published on pa
280 of the "*Theosophist*" for August last). These "ra
and ill-considered experiments" as the Col. chooses
call them, though ending in partial failure (since whi
time I have given up the investigation) for want
competent guidance, have not, I am glad to say, result
in any of the consequences which he expressed h
unwillingness "to forecast." My experience, howeve
convinced me of existence of *spirit;* and of the *a'ka-'* o
the Brahma Sutras and the Upanishads which appeare
to be a potent, impressible reality deified by Dr. Bovr
Dodds in his essays. The *Maya Avidya,* and *the Brahm*
of the creed I had been cherishing with fondnes
became, though apparently contradictory, at once inte
lligible; and the *Sthula, Sukshma* and *Karana Deh*

of men together with the five *Koshas* assumed for the first time some philosophical meaning. During these six months I learnt more than I had learnt in years past. I took a review of *Yoga*, *Sankhya* and *Vedanta*, and became thoroughly reconciled to the teachings of the first and the last chiefly by the help of several articles in the Nos. of the *"Theosophist,"* the whole of which I now made a subject of constant study. As for as I have been able to understand Patanjali and Shankara, both teach the same theory of *Moksha*, the former laying much stress on *Hatha Yoga* as a means to it, and the latter on *Raja Yoga*. The explanations of *Nirvana* contained in your "Isis Unveiled enabled me to reconcile Buddhism with its antagonist Brahmanism; the essential difference between the two consisting merely in non-belief or belief in Vedic rites and ceremonies. The spark for this true knowledge thus kindled in me blew into a blaze on reading Bulwer Lytton's "Zanoni" and Mr. Sinnett's "Occult World."

The history of my religion is told. I have come to sympathise fully with the Theosophical movement and its work. If the assurance of a spectator beyond the pale of your Society can ensure the consciou-ness of pious merit, you are accummulating by saving innumerable children of this once illustrious land from wrecking the ship of their spiritual welfare upon the stubborn rocks of Materialism and Hypocrasy, here I stand to throw that assurance in the teeth of incredulity and ignorance.

M. N. Dvive

